રસિક નવલકથામાળા પુસ્તક ૨૪

# પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો

: : લખનાર : :
નાગરદાસ ઈ. પટેલ
: : મલાડ : :

: પ્રકાશક : :
પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

બે રૂપીઆ

# પરિચય

*

'પણ કહો તો ખરા, પંડિતજી કોણ છે?' 'એમનું ખરું નામ શું?' 'એ ક્યાં રહે છે?' 'એ તો પેલા...... ખરુંને!' 'પંડિતજીએ તો અમને પંદરવાર હસાવ્યા!' એવા અનેક સવાલો, સૂચનો અને 'સર્ટીફીકેટો' અનેક જણે વણમાગ્યાં આપ્યાં છે.

નટવરના સદ્‌ભાગ્યે એને બે પરમ મિત્ર સાંપડ્યા છે. એમાં પ્રાણશંકર પંડિતજી બાલપણના મિત્ર છે અને જયંત જુવાનીનો સાથીદાર છે. બન્ને મિત્રો આજ સુધીમાં લોકાદરને પાત્ર થઈ ચૂક્યા છે. જયંત એનાં પરાક્રમો અને સાહસોથી, પંડિતજી એમનાં આવાં પરાક્રમોથી. એમણે કૈંકને હસાવ્યા

છે અને અનેકને વિનોદનું સાધન પુરૂ પાડયુ છે. બન્ને મિત્રોના પ્રતાપે નટવર પણ બત્રીસીએ ચઢયો છે.

પંડિતજી શુદ્ધ સનાતની બ્રાહ્મણ છે, કોઇનો પડછાયો પડે તોયે છુવાઈ જાય એમ છે એટલે એમની આ પોથીપર પણ કોઈની છાયા સુદ્ધાં પડવા ન દેવાની કાળજી રાખી છે. એમનાં પરાક્રમો સંપૂર્ણ સ્વતંત્ર છે.

ગુજરાતી સાહિત્યમાં પંડિતજી એમને લાયકનું સ્થાન પોતાની મેળેજ પ્રાપ્ત કરી લેશે એની ખાત્રી છે એટલે લાંબા પરિચયની જરૂર નથી.

મલાડ
૧ : ૮ : ૩૦

નાગરદાસ ઈ. પટેલ

# અનુક્રમ

*


| | |
|---|---|
| શરૂઆત ... ... ... ... | ૧ |
| ન્હાનપણ ... ... ... ... | ૩ |
| પ્રેમપુરાણ ... ... ... ... | ૧૭ |
| શ્વાનભાષા વિશારદ ... ... ... | ૨૪ |
| ચોકટનો નુસ્ખો... ... ... ... | ૨૯ |
| બંગડીના કકડા ... ... ... ... | ૩૨ |
| ચક્રમની નાત ... ... ... ... | ૩૫ |
| ઘેરે ઢોકળાં ! ... ... ... ... | ૪૨ |
| કવિશ્રી ... ... ... ... | ૪૭ |
| યુનિવર્સલ કવિતા મૅન્યુ. કંપની ... ... | ૫૨ |
| પીક્ચર્સ લીમીટેડ ... ... ... | ૬૩ |
| ધીકતો ધંધો ... ... ... ... | ૬૭ |
| ગુર્જરીનો દાવો ... ... ... | ૭૪ |
| ચોર પકડયો ... ... ... ... | ૮૨ |
| ટકો લો ને સાક્ષર કહો ... ... ... | ૮૬ |
| પ્રદાદાનાં ખાસડાં ... ... ... | ૮૯ |
| દ્વારિકા ને જગદિશ્વર ... ... ... | ૯૨ |
| બેટની યાત્રા ... ... ... ... | ૧૦૬ |
| સ્ત્રીઓની ઉન્નતિનો માર્ગ... ... ... | ૧૧૬ |
| એક માનપત્ર ... ... ... ... | ૧૨૬ |
| પાપડનું કારખાનું ... ... ... | ૧૩૪ |
| એક મહા પરાક્રમ ... ... ... | ૧૩૮ |
| પોલકાની ઝાલર ... ... ... | ૧૪૭ |
| ચંદ્રલોકની મુસાફરી ... ... ... | ૧૫૧ |


*

# રસિક નવલકથા માળા

૧. પ્રવેશ ફી રૂ. ૨–૮–૦ ભરીને માળાના ગ્રાહક થઈ શકાય છે. ફીની રકમ મનીઑર્ડરથી મોકલવી અથવા વી. પી. સાથે વસૂલ કરવા જણાવવું.

૨. ગ્રાહક ગમે ત્યારે થઇ શકાશે. ત્રણ વર્ષ ગ્રાહક તરિકે ચાલુ રહ્યા પછી ગ્રાહક રહેવું ન હોય તો તેમને ખરચે પ્રવેશ ફી પાછી મોકલાશે. એથી ઓછી મુદત ગ્રાહક રહેનારને પ્રવેશ ફી પાછી મળશે નહિ.

૩. દર વર્ષે માળાનાં વધુમાં વધુ છ પુસ્તકો પ્રકટ થશે તે ગ્રાહકે ખરીદવાં પડશે. ઓછામાં ઓછાં કેટલાં પુસ્તકો પ્રકટ કરવાં તે અમારી સગવડ પર રહેશે, **માળાનાં પુસ્તકો ગ્રાહકને અરધી કિંમતે મળશે.** દરેક પુસ્તકની એક કરતાં વધુ નકલ અરધી કિંમતે નહિ મળે.

૪. પુસ્તકો વી. પી. થી મોકલાશે તેનું રજીસ્ટર ને ટપાલ ખર્ચ ગ્રાહકને શીર રહેશે. વી. પી. કરતા પહેલાં એક દિવસ અગાઉ ખબર અપાશે છતાં વી. પી. પાછુ ફેરવનારની પ્રવેશ ફી જપ્ત કરી ગ્રાહકના લીસ્ટમાંથી નામ કમી કરવામાં આવશે.

૫. જે ગ્રાહકોને રેલ્વે સ્ટેશનની સગવડ હોય તેમણે પુસ્તકોની કિંમત ને રસીદ રજીસ્ટરના ત્રણ આના મનીઑર્ડરથી મોકલવા ને રેલ્વે પાર્સલથી પુસ્તક મંગાવી લેવાં જેથી વી. પી. થી મંગાવવા કરતાં દેખીતો લાભ થશે.

૬. માળાનાં પુસ્તકો ઉંચા એન્ટીક કાગળ, સુંદર છપાઈ અને સુશોભિત પુંઠાનાં રહેશે. અપૂર્ણ પુસ્તક બહાર પડશે નહિ. એક કરતાં વધુ ભાગ હશે તો તમામ ભાગ સાથે બહાર પડશે.

૭. પરદેશના ગ્રાહકોએ પ્રવેશ ફી, પુસ્તકોની કિંમત અને ટપાલ ખર્ચ પોસ્ટલ ઑર્ડરથી મોકલવા કૃપા કરવી.

**પુંજાલાલ ભગવાન પારેખ**
વઢવાણ સીટી

## રસિક નવલ કથામાળાનાં પુસ્તકો

*

| | |
|---|---|
| શ્રીમંત સંહારક મંડળ ભા. ૧-૨ | ૪-૮-૦ |
| વિપત્તિનું વાદળ | ૩-૮-૦ |
| શેરલૉક હોમ્સનાં સાહસ કર્મો | ૨-૦-૦ |
| સફેદ ઠગ ભા. ૧-૨-૩ | ૪-૮-૦ |
| સોનેરી ટોળી ભા. ૧-૨ | ૪-૮-૦ |
| ભૂલનો ભોગ | ૪-૦-૦ |
| વેર વસૂલ ભા. ૧-૪ (સચિત્ર) | ૧૨-૦-૦ |
| ભયંકર ભેદ ભા. ૧-૨ | ૨-૮-૦ |
| વિચિત્ર જગત | ૩-૦-૦ |
| સૌંદર્યજ્વાળા | ૨-૦-૦ |
| દિવાની કે શાણી ? ભા. ૧-૨ | ૮-૮-૦ |
| અદ્દભૂત લુટારો ભા. ૧-૨ (સચિત્ર) | ૩-૮-૦ |
| પંચાસરનો જયશિખરી ભા. ૧-૨ | ૬-૦-૦ |
| પાટલી પુત્રની પડતી ખંડ ૧-૨-૩ | ૪-૮-૦ |
| પ્રેમની ખુમારી ભા. ૧-૨ (સચિત્ર) | ૬-૦-૦ |
| દુર્ભાગીદારા ખંડ ૧-૨-૩ | ૩-૮-૦ |
| સ્નેહ લગ્નની સુંદરી ભા. ૧-૨ | ૩-૮-૦ |
| કુટુંબીનું કારસ્થાન ભા. ૧-૨ | ૫-૦-૦ |
| પ્રાણ કે પ્રતિષ્ઠા ? | ૩-૦-૦ |
| રાજમાર્ગ | ૩-૦-૦ |
| વિલાસમાં વિનાશ | ૩-૮-૦ |
| ચમત્કારિક ખુન | ૨-૦-૦ |
| કાળને કિનારે | ૨-૮-૦ |
| ચાળીસ ચહેરાનો માણસ | ૩-૮-૦ |
| આગ્રાનો ખજાનો | ૨-૦-૦ |
| જાગીરદાર કે જલ્લાદ | ૨-૦-૦ |
| જયંતનાં જબ્બર સાહસો | ૪-૦-૦ |

*

પુંજાલાલ ભગવાન પારેખ : વઢવાણ સીટી

# નાગરદાસ ઈ. પટેલ

## નાં બીજાં પુસ્તકો

| | |
|---|---|
| નવવલ્લરી : અલંકારશાસ્ત્ર . . . . | ૨–૮–૦ |
| શશિકલા : પ્રેમકથા અને કાવ્ય . . . . | ૨–૦–૦ |
| સફેદ ઠગ : ડિટેકટીવ નવલકથા . . . | ૪–૮–૦ |
| જયંતનાં અદ્દભૂત પરાક્રમો . . . | ૨–૮–૦ |
| જયંતનાં જબ્બર સાહસો . . . | ૪–૦–૦ |
| કાળને કિનારે : નવલકથા . . . . | ૨–૮–૦ |
| વ્યોમ વિહાર : કાવ્ય સંગ્રહ . . . . | ૧–૦–૦ |

## સુમિત નાગરદાસ પટેલ
## અને નાગરદાસ ઇ. પટેલ
## નાં બાલસાહિત્યનાં પુસ્તકો

*

| | |
|---|---|
| અમારી વાર્તાઓ . . . . . | ૦–૮–૦ |
| અમારી બીજી વાર્તાંઓ . . . . . | ૦–૮–૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ . . . . | ૦-૧૨-૦ |
| અમારી વાર્તાઓ : પહેલી, બીજી ને ત્રીજી . | ૨–૦–૦ |
| પરીઓનો પ્રદેશ. . . . . . . | ૨–૦–૦ |
| અજીત . . . . . . . . . | ૦–૧–૦ |
| બાલવિનોદ . . . . . . . | ૨–૦–૦ |

*

હવે પછી

પ્રગટ થશે

*

| | |
|---|---|
| રખડેલ અને બીજી વાતો . . . . | ૨–૦–૦ |
| જયંતની સાહસકથાઓ . . . . . | ૩–૦–૦ |
| રતનીયો . . . . . . . . | ૦ ૪–૦ |
| બાળકોનું સ્વર્ગ . . . . . . . | ૦-૧૦-૦ |
| Indian Fairy Tales & Focklore . | 2–0–0 |

# પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો

## શરૂઆત

*

પ્રાણશંકર પંડિતજી અને હું બન્ને બાળપણના મિત્રો. લંગોટીયા દોસ્તદાર. વર્ષો થયાં અમ્હારી મિત્રતા અખણ્ડસૌભાગ્યવતી રહી છે. આટલા લાંબા વખતમાં અનેક જણ સાથે સારૂ બન્યું છેયે ખરૂં, અને કિટ્ટા થયા છેયે ખરા, પણ પંડિતજીની મિત્રતાને ઉની આંચ સરખીયે આવી નથી.

સૌને હોય છે તેમ અમ્હારૂંયે ન્હાનુ સરખુ મંડળ હતુ અને તેમાં પંડિતજી પ્રભાવશાળી વ્યક્તિ ગણાતા. ત્હેમનાં પરાક્રમોનું બ્યાન જ્યારે એઓશ્રી જાતે પોતે લાંબાટૂંકા હાથ કરી, ચોટલી છૂટી રાખી મ્હોં મલકાવીને અનેક હાવભાવ સાથે કરતા ત્યારે એવી તો મઝા આવતી કે રસ ગળતો અને કટકા પડતા. મહાપુરૂષોને જેમ હોય છે તેમ ત્હેમનાંયે પરાક્રમોનો મહાવિશાળ ઇતિહાસ છે.

મ્હારો વિચાર એમનું જીવનવૃતાંત આલેખવાનો હતો પણ એ બાબતમાં મતભેદ પડવાથી મ્હારે એ વિચાર ફેરવવો પડયો. અને

મતભેદ ક્યાં નથી હોતો? ધણી ધણીઆણીમાં, મિત્ર મિત્રમાં, સમાજમાં અને મણ્ડલમાં, રાજ્યપ્રકરણમાં અને કોર્ટમાં, ભાગીઆઓમાં ને કાર્યવાહકોમાં, સર્વસ્થળે અને સર્વકાળે મતભેદનાં સામ્રાજ્ય છે. **तुण्डे तुण्डे मतिर्भिन्नाः ।** એ એની મહાચાવી છે.

પંડિતજી ક્યાં જન્મ્યા અને ક્યાં ભણ્યા? ક્યારે પરણ્યા અને કોને પરણ્યા? કેટલા દીકરા થયા અને કેટલી દીકરી થઇ? કેટલાં જીવ્યાં અને કેટલાં રામશરણ થયાં? અને કયુ તેમનું ગામ કોણ તેમનાં માબાપ? એ બધું વિસ્તારીને લખવાં કરતાં એમના જીવનનાં કેટલાંક જ્વલંત પ્રકરણો અને પરાક્રમો મ્હારે આલેખવાં એમ ઠર્યું અને પંડિતજીએ પણ એમાં મ્હને અનુમતિ આપી.

આદિથી અંત સુધી, પગથી તે માથા સુધી આમાં પંડિજીનાં પરાક્રમોજ નજરે પડશે. એમના જીવનનો તલસ્પર્શી ઇતિહાસ ભવિષ્યમાં એ મતભેદ શમશે ત્યારે–અને એ શમશે એવી આશા રાખી શકાય છે કારણ કે મંડળના કેટલાક સભ્યોનો વિરોધ હું શમાવી શકીશ એવી મ્હને સંપૂર્ણ ખાત્રી છે એટલે એ વખતે–આપી શકાશે. જીવતા માણસની જીવન કથા લખવાનો પંડિતજી વિરોધ કરે છે પણ એના સમર્થનમાં ગાંધીજીની 'આત્મકથા' નારાયણ હેમચંદ્રનું 'હું પોતે' નરસિંહરાવનું 'સ્મરણમુકુર' વિગેરે બતાવી શકાય એમ છે એટલે એમનું કાંઇ ચાલશે નહિ.

પરાક્રમોની એક બીજાની સાંકળ ન સંકળાય પણ દરેક પરાક્રમ સ્વતંત્ર આલેખવાની મ્હને સૂચના હતી એટલે બનતા સુધી રસ અને સ્વાતંત્ર્ય જાળવી ઘણુંખરૂં પરંપરા જાળવી છે, ક્રમ પણ એજ રીતે જળવાયો છે પણ તેમાં ભૂલ થઇ હોય એ બનવાજોગ છે એટલે વાંચનાર અને જાણકાર તે જણાવશે તો તેનો ઉપયોગ પંડિતજીના તલસ્પર્શી ઇતિહાસના આલખેન વખતે જરૂર થશે.

આટલી શરૂઆત પછી હવે આગળ વાંચો—

*

## ન્હાનપણ

*

### અક્કલ હોશીઆરીનો એક પ્રયોગ

'પુત્રના લક્ષણ પારણામાંથી' તેમ પંડિતજીએ પોતાની શક્તિનો પરિચય ન્હાનપણથીજ કરાવવા માંડેલો. અમે બધા એક નિશાળમાંજ ભણતા હતા. તેઓ વાંચતા થોડુ પણ તેમના માથાની જેમ તેમની અક્કલ પણ પહોળા કરતાં લાંબી વધારે હતી એટલે થોડું વાંચ્યે ઘણુ આવડી જતું.

પરીક્ષા પાસે આવી હતી અને અમે બધાએ ચોટલીએ પાંચશેરી બાંધી, કે દોરડી બાંધી ખીંટીએ ભેરવી, ખુબ વાંચવાનો વ્યવસાય આદર્યો હતો. બહુજ થોડા દહાડા રહ્યા એટલે અમે રાતના વહેલા ઉઠવાનું નકકી કર્યું.

પંડિતજી જબરા ઉંઘણશી. ઘણીએ વાર ટોકીએ અને ટકોરીયે પણ ઉંઘીજ જાય. ઉઠાડીએ તોયે પાછા સુવે અને ઉંઘે.

'નટવર, ત્હમે બધા જાગો છો અને મ્હને કેમ નથી ઉઠાડતા ?' એક દહાડો પંડિતજીએ મ્હને પૂછ્યું.

'તું તો ઉંઘણશી છે' મ્હેં કહ્યું.

'પણ ભલા માણસ, ઉઠાડે તો શું ખોટું ? આજે મ્હને જરૂર ઉઠાડજે.'

'તું પાછો ઉઠીને ઉંઘશે તે નહિ ચાલે.'

'ના, ના, હું એવું નહિ કરૂં. મ્હને જરૂર ઉઠાડજે.'

રાતના મોડે સુધી વાંચી અમે સૂઇ ગયા અને સવારમાં પંડિતજીને પંદરેક હાંકો મારી જગાડયા. કેમે કર્યા એ ઉઠેજ નહિ પણ મ્હોં પર જરાક પાણી છાંટયુ તે બગવાતા બગવાતા આંખો ચોળતા ઉઠયા. તેમના મ્હોંપર સુસ્તી હતી અને આખો ઉંઘે ઘેરાયલી હતી. ઉઠીને તેઓ મ્હને પગે પડયા.

'નટુ ! ભાઈસાહેબ ! મ્હને ઉંઘવા દેને'

'અરે વાહરે ! ત્હેં કહ્યું હતુ કે ઉઠાડજે એટલે અમે ઉઠાડયો હતો. પાછો તુંજ બબડીશ કે કોઇ ઉઠાડતું નથી !'

'નહિ બબડું. મ્હારે ઉઠવુ નથી. ઉંઘવુ છે.'

'તે નહિ ચાલે. ઉઠયો છે તો વાંચને.'

'નથી વાંચવું, સૌ કાલે વંચાશે.'

'પણ પાછો અમને દોષ દઇશ.'

'નહિ દઉં બાપુ !'

'એમ નહિ, લખી આપ'

'તું કહે તે લખી આપું. પછી કાંઇ ?'

અને ચટ લઇને કાગળ પેન્સીલ આપ્યાં એટલે પંડિતજીએ મ્હેં કહ્યું તેમ લખી આપ્યુ ને નીચે સહી કરી. પછી તો તરતજ સુઇ ગયા અને ઘસઘસાટ ઉંઘવા માંડયું.

સવાર પડી–' વ્હાણું વાયું તડકા ચઢ્યા
આવી પંડિત ઉપર પડ્યા
ટકટક આઠ ટકોરા થયા ને
પંડિત ઉઠી બેઠા થયા.

બેઠા થતાં બબડ્યાઃ ' નટવર ! ત્હેં મ્હને નજ ઉઠાડેયોને ? '

' વાહરે વાહ ! તું તે કવો ભૂલકણો છે ? રાતે તો ત્હને ઉઠાડ્યો'તો. '

' તદ્દન જુઠ્ઠું, બીલકુલ જુઠ્ઠું, સહેદ જુઠ્ઠું, હું માનું નહિતો. '

' શી વાત કહે છે ? અમે તને ઉઠાડ્યો'તો '

' ખોટી વાત ! '

' પણ લેને આ એનો પુરાવો ! પછી કાંઇ ' એમ કહીને મ્હેં પેલો કાગળ ધર્યો એટલે તેમણે વાંચવા માંડયુઃ

' હું મારી રાજી ખુશી અને અક્કલ હોશીઆરીથી ઉંઘી જાઉં છું. ન વાંચવાથી નાપાસ થાઉં તો નટવરનો રજેય દોષ નહિ.

દા. પ્રાણશંકર '

અને પછી તેઓ ઠંડાગાર થઇ ગયા.

બીજી વખત તેમણે મ્હને બેચાર તમાચા લગાવી દેવાની સૂચના કરી પણ તેનો અમલ કરવાનો પ્રસંગ મ્હને પ્રાપ્ત થાય તે પ્હેલાં તાપીદાસે સેવકને ત્યાં પધરામણી કરી અને પરીક્ષાના કડાકૂટામાંથી ઉગારવાની મ્હેરબાની કરી.

— ૨ —

## માખ મારી

' નટવર ! દોસ્ત, આજે તો ગેટ્ટલી મારવી છે,' ક્લાસ ચાલતો હતો અને છેલ્લી બેંચ ઉપર બેસનારને જેવી વાત કરવાની કે પાનાં

રમવાની સોઈ હોય છે તેવી સગવડ અમે ડાબા હાથના પહેલા નંબ-રના વિદ્યાર્થી હોવાથી અમારે હતી, એટલે ધીરે રહીને પંડિતજીએ મ્હને કહ્યું.

'કેમ ?' મ્હેં પૂછ્યું.

'એમનું એમ. આજે જરાય લેસન કર્યું નથી અને પેલા જડબાંતોડ સંસ્કૃતનો હમણાંજ 'અવર' આવશે એટલે આપણે અગીઆરા ગણ્યા સિવાય છૂટકો નથી.'

'ત્યારે એક ઉપાય કર.'

'શો ?'

'પણ કરે તો કહું.'

'તું કહે કે તરતજ તેનો અમલ કરીશ પછી કંઇ ?'

'તો માખ માર—'

'ને ?'

'ખાઇ જા, ગળીજા. પછી જો એનો પ્રભાવ, પણ તારી સાથે હુંયે ખરો.'

'જરૂર.'

અને પંડિતજીએ તરતજ માખ પકડીને ગળી ગયા. પાંચજ મીનીટમાં તેનો અદ્ભૂત ચમત્કાર જણાયો. એમને ઓકારી આવવા માંડી એટલે અમારા મ્હેતાજી મયાશંકર મહારાજે પૂછ્યું: 'અલ્યા પ્રાણશંકર, શું થાય છે ?'

'સાહેબ, એને ઉલટી થાય છે.' પંડિતજી જવાબ આપે તે પહેલાંજ હું બોલી ઉઠયો 'ગઇ કાલનું 'એનું શરીર સારૂ નથી.'

'ખરી વાત કે પ્રાણશંકર ?'

'હા સાહેબ, ઓક્......ઓક્......'

'ત્યારે ઘેર જા.'

' ઓફ્...ઓફ્......ઓફ્......'

' હું એને ઘેર મૂકી આવું સાહેબ ?'

' જા જલ્દી લઈ જા એને.'

તરતજ અમે બહાર આવ્યા. પંડિતજીને ઉલટી થઈ અને માખી બહાર નીકળી ગઈ. અમે બેઉ જણ તાળીઓ દેતા દેતા હસતા હસતા ઘેર પહોંચ્યા અને અગાસીએ ચઢી કનકવા ચગાવવા લાગ્યા.

— ૩ —

## વર ઘોડો

'નટવર, દોસ્ત, મ્હારી સાથે વાત તો કર' ચાલતે કલાસે એક વખતે પંડિતજીએ મ્હને કહ્યું.

' કેમ ? ' પાટલી પર ગુરૂજી ઉભા કરે એનીજ મ્હને બીક હતી.

' પછી કહીશ. ' પંડિતજીએ કહ્યું.

અને અમે વાત કરવા માંડી. જરાક વાર થઇ ને પંડિતજી જરા મોટેથી બોલી ઉઠયાઃ ' એક હતો રાજા— '

ગુરૂજીએ તે સાંભળ્યુ અને એમનો હુકમ છૂટયોઃ ' પ્રાણશંકર, ઉભો થા, શું બોલ્યો ? '

' કંઇ નહિ સાહેબ. ' એમ કહીને એ તો નીચુ મોઢુ રાખીને ઉભા થયા. તેમનું ડોકુ ધડ સાથે ૧૩૦ ડીગ્રીનો કાટ ખૂણો કરતુ હતું.

એ જોઇને ગુરૂજી ચીઢાયા અને જહાંગીરી હુકમ ફરમાવ્યોઃ ' ચાલ પાટલી ઉપર ઉભો થા. '

અને તરતજ પંડિતજી ખુશ થતા થતા પાટલી ઉપર ઉભા થયા. તેમની નજર બારીની બહાર હતી. બહાર વાજાં વાગતાં હતાં

અને દારૂખાનુ ફૂટતું હતુ. ધૂમધડાકે એક મોટો વરઘોડો જતો હતો. લેસન પણ તેના ઘોંઘાટથી બરાબર લેવાતુ ન હતું.

ધીમે ધીમે થોડીવારે વરઘોડો ચાલ્યો ગયો. એટણે વીલે મ્હોડે ગુરૂજીની કૃપા માગતાં **પંડિતજીએ** ગુરૂજીને પૂછ્યું: ' સાહેબ, બેસી જાઉં ? હવેથી વાત નહિ કરૂં.'

' બેસી જા મુર્ખા ! ' કહીને એમણે રજા આપી.

વર્ગમાંથી છૂટચા પછી **પંડિતજી** કહે: ' નટવર ! શો સરસ વરઘોડો હતો ! પાટલી પર ઉભા થયા સિવાય એ કાંઈ દેખાવાનો હતો ? ગુરૂજી પાટલી ઉપર ઉભા કરે તેમાં અને આપણે જાતે ઉભા થઇએ તેમાં બહુ ફેર પડે. આપણે ઉભા થઇએ તો ગુરૂજી સજા કરે તે જૂદી અને એ ઉભા કરે તો તો મઝા પડે મઝા ! સમજ્યોને નટવર ! તને મ્હેં વાત કરવાનું કેમ કહેલું તે. '

' વાત તો ખરી ' કહીને મ્હેં પણ તાળી આપી.

અને ખરેખર ! તે દિવસથી પંડિતજીની કુશાગ્ર બુદ્ધિ માટે મ્હને ઘણો ઉંચો અભિપ્રાય બંધાયો.

— ૪ —

## દસ તમાચા

**ન્હાનપણમાં પંડિતજી** જેવું અળવિતરૂને તોફાની બારકસ ભાગ્યેજ બીજુ કોઇ હશે. અમે બેઉ જોકે જીવજાન દોસ્તો હતા પણ મ્હારા મોટાભાઇ કહે છે કે અમારા બેઉમાં આસમાન જમીનનો તફાવત હતો.

પંડિતજી વડનાં વાંદરાં ઉતારે એવા હતા અને એમનામાં એ પરાક્રમને છાજે એવું અંગબળ હતું જ્યારે મ્હારામાં એનો અભાવ હતો.

તેઓ એક દહાડો મ્હારે ઘેર પધારેલા. એમની પધરામણીની નવાઇ પણ ન હતી. અમને એક બીજાને મળ્યા સિવાય ભાગ્યેજ ચાલતું.

પંડિતજી જેવા તોફાની વાંદરા—અલબત વાંદરો એ શબ્દ પ્રયોગ મ્હારો પોતાનો તો નથીજ કારણ કે પંડિતજી માટે એ બહુ-માન વાચક શબ્દ વાપરવા જેવો શુભ પ્રસંગ મ્હને તો એકકેય પ્રાપ્ત થયો નથી—ની સોબત છોડવા મ્હને મ્હારા મોટાભાઇએ સત્તરસોને સાત વાર કહ્યું હશે, પણ હું તે છોડી શકતોજ ન હતો અને છોડું તોયે પંડિતજી મ્હને છોડવા દે એમ હતુંજ નહિ.

તે દિવસે મ્હારા મોટાભાઇ પૈસા ગણતા હતા. તેમની પાસે કાગળો જોઈ એમાંનો એકાદ રંગીન ચિત્રવાળો કાગળ પંડિતજીએ ઉઠાવ્યો અને ધીરે રહીને પૂછવા લાગ્યા: ' આ શાનો કાગળ છે ? '

' નોટ છે, પૈસા છે, રૂપિયા છે ' મ્હારા મોટાભાઇએ કહ્યું.

' કેટલા રૂપિયાની ? ' પંડિતજીએ પૂછયું.

મ્હારા મોટાભાઇએ ઉઠીને પંડિતજીનો કાન એક હાથે પકડયો અને બીજે હાથે એક પછી એક ગાલ ઉપર તમાચા મારવા માંડયા. પંડિતજીની ભાષામાં કહું તો કઠોર હસ્ત સ્પર્શ કર્યો. એક પછી એક દસેક તમાચા મારીને પૂછયું: ' કેટલા તમાચા પડયા ? '

' દસ ' પંડિતજીએ વીલે મ્હોએ કહ્યું.

' ત્યારે દસ રૂપિયાની નોટ છે,' તેમણે કહ્યું ને 'બરાબર યાદ રહેશે ને ? ' એમ પણ પાછુ મજાકમાં પૂછયું.

' જરાપણ નહિ ભૂલાય. ' પંડિતજીએ કહ્યું.

અને ત્યાર પછી પંડિતજી કોઈ દહાડોયે ભૂલ્યા નથી કે દસ રૂપિયાની નોટ હોય છે, અને તેના પર રંગીન શાહીમાં જૂદી જૂદી ભાષાઓમાં લખાણ હોય છે.

'નટવર, જો એમણે મ્હને એ રીતે એ દસ રૂપિયાની નોટ છે એમ શીખવ્યું ન હોત તો મ્હારાં જ્ઞાન પડળ ખુલત નહિ. તેજીને ટુંકારો બસ છે. એને લઇનેજ હું કાંઇક બે અક્ષર શીખ્યો. નરસિંહ મ્હેતાને જેમ ભાભીનું મ્હેણું પણ પાછળથી વ્હાલુ થયું હતું તેમ એ માર પણ મ્હને હવે મીઠો મધ જેવો લાગે છે !' એમ એમણે મ્હને પાછળથી કહેલું.

પંડિતજીની અનેક વિચિત્રતાઓમાંની એ પણ એક વિચિત્રતાજ હતી એવા નિર્ણય ઉપર હું તે વખતે આવેલો એવું કંઇક યાદ છે ખરૂં.

— ૫ —

## પંડિતજી પ્રકાશ્યા

'નટવર, આપણે એક મંડળ કાઢીએ તો ?' પંડિતજીએ એક દહાડો નિશાળેથી આવતાં મ્હને પૂછ્યું.

'બહુ સારૂ.' મ્હેં જવાબ આપ્યો.

'અને તેની સાથે એક છાપુ પણ હાથે લખીશું. પેલા ગુલાબના 'વિદ્યાસાગર' કરતાં આપણે તો સારૂંજ કાઢી શકીશું હું કવિતા લખીશ. તું લેખ લખજે. રસિક વાર્તા લખશે.'

'વિચાર તો સારો છે.'

'અને આપણે જ્યારેત્યારે નેતા થવું છે, એ વાત યાદ રાખવી. જોયુંને પેલા બાળયોગીને આખુ વડોદરૂ કેટલું વખાણે છે ?'

વડોદરાનું તે સમયનું વાતાવરણ એવુંજ હતું. અમારી શાળામાં વિદ્યાર્થીઓનાં મંડળો અને તેના તરફથી ચલાવાતાં હસ્ત લિખિત માસિકો તેમજ રાજકીય વાતાવરણમાં જુવાન બાલયોગીની ચઢતી

જોઇ તેની આબાદ છાપ પંડિતજીના ઉગતા અને ખીલતા મગજ પર પડી હતી.

પાંચ દિવસમાં સારીયે પોળનાં છોકરાંને અમે ખબર આપી દીધી કે અમે મંડળ સ્થાપવાના છીએ અને છાપુ કાઢવાના છીએ. સૌયે અમને સહાય આપી અને અમારૂં મંડળ સ્થપાઇ ગયુ તેમ છાપુ ચાલુ થઇ ગયું.વપરાયલી નોટોના કાગળોની બીજી બાજુએ અમારૂ છાપુ લખાતુ. અને મંડળની સભાઓ મળતી તેમાં પંડિતજી ના પ્રમુખપદે નાનાં મોટાં અનેક ભાષણો અપાતાં. પંડિતજી અમારા માસિકના તંત્રી. પંડિતજી અમારી સભાના સર્વમાન્ય પ્રમુખ અને પંડિતજી અમારા આદર્શ નેતા હતા. પંડિતજી ન હોય તો અમારાં સાતેય વહાણુ ડૂબે. ચોપાનીઆંમાંથી ચિત્રો કાપી કાઢી અમારી અઢી ગજની ઓરડી અમે શણગારી હતી અને તેને અમે મંડળના હૉલને નામે ઓળખતાને ગજગજ ફુલાતા હતા. લાંબાટુંકા હાથ કરી પંડિતજી ભાષણુ કરતા ત્યારે મઝા પડતી. નેપોલીઅન કયારે થયો ? વડોદરાનો ખરો રાજા કોણુ ? દિવાન કેવો હોવો જોઇએ ? નરસિંહભાઈ પટેલને પોલીસે કેવો ત્રાસ આપ્યો ? બાલયોગીએ કયાં કયાં મુસાફરી કરી ? ગુજરાતની સાહિત્ય સંસ્થાઓ કઇ ? ગુજરાતી સાક્ષરો લઢવામાં શૂરા છે કે નહિ ? વિગેરે વિષયોમાં પંડિતજીનો ચંચુ પ્રવેશ હતો અને તેમણે અમારા મંડળ આગળ જડબાંતોડ ભાષામાં પગઠોકી માથાની ચોટલી છૂટી રાખી, હાથ લાંબા ટુંકા કરી સ્વર મરડી મચરડી આરોહ અને અવરોહ સાથે અભિનય સહિત ભાષણો આપ્યાં હતાં અને એમની અસિધારા જેવી તિક્ષ્ણુ વાગ્ધારાનો અમને પરિચય કરાવ્યો હતો.

એવામાં એમણે પંડિત મદનમોહન માલવીયાનું નામ સાંભળ્યું એમને એ ખૂબ ગમી ગયું તે મ્હને પૂછયું:' નટવર ! આપણું સરનેમ હવે ના ફેરવાય ? જોને. પ્રાણશંકર ભટ–' ભટ' કેવું ખરાબ

નામ છે ? એને બદલે 'પંડિતજી' હોય તો કેવું સારૂં ? એવું કરવાનો કંઈ રસ્તો બતાવની.'

'કેમ નહિ ? તું કહેતો હોય તો એકસોને એક રસ્તા બતાવું.'

'તો તો તું મ્હારો પરમેશ્વર !'

એને મ્હેં રસ્તો બતાવ્યો કે કોઇ 'પંડિતજી' કહે તો ખૂબ ચીઢાઈ જવું એટલે જતે દહાડે અટક બદલાઇ જશે.

અને એમની એ ઇચ્છા પાર પાડવાનું મ્હેં માથે લીધું. પોળના પંદર જણને મોઢે મ્હેં કહ્યું: 'અલ્યા ! પેલા પ્રાણશંકરને પંડિતજી કહો એટલે બડી ગમ્મત પડશે.'

મ્હને એક વખત એક જણને 'લાલભાઈ કાળા કે ધોળા ?' અને એક જણીને 'દેડકાનું શાક કર્યું ?' એમ પૂછવા માટે જે સ્વસ્તિ વચનો સાંભળવાં પડેલાં તે હું ભૂલી નહિ ગયેલો. પંડિતજીને તે સૌ મ્હેં શીખવેલાં અને પ્રસંગ આવ્યે તેનો 'સદુપયોગ કરવાના સર્વહક્ક સ્વાધીન કરેલા.

લોકોએ એમને પંડિતજી કહેવા માંડયું અને તેમણે સ્વસ્તિવાચનોનો દોલા દિલે ઉપયોગ કરવા માંડયો. 'કોના બાપની દીવાળી ? **वचने का दरिद्रता** ?' એ પંડિતજીનાં પ્રિય સુત્રો હતાં એટલે તરતજ બધાએ એમને પંડિતજી કહેવા માંડયા. પોળને નાકે આવીને કોઇ પૂછે કે પંડિતજીનું ઘર કયું ? કે પંડિતજી ક્યાં રહે છે ? તો પાશેરનું છોકરૂંયે બતાવે.

અને એને માટે મ્હારો પંડિતજીએ પ્હાડ જેવો ઉપકાર માન્યો.

— ૬ —

## પરાક્રમોની પરંપરા

**પંડિતજીના અળવિતરાપણા** વિષે તો હું આગળ કહી ચૂક્યો છું. એનાં કેટલાંક દષ્ટાન્તો આલેખું છું.

અમારી પાડોશમાં નથુકાકા કરીને એક જણ રહેતા હતા તે બીડીના જબરા શોખીન. પંડિતજીને બીડી વાળતાં આવડે તે કોઇ કોઇ વાર નથુકાકાને વાળી આપે. એક દહાડો પંડિતજીએ આઠ દશ બીડી વાળી દીધી તેથી નથુકાકા ખુશ ખુશ થઇ ગયા.

પંડિતજીએ તેમાં કાંઇક હાથચાલાકી કરેલી તે મ્હને આવીને કહેઃ ' નટુ ! નથુકાકા બીડી પીશે તો જોવા જેવું થશે. '

' શું થશે ? ' મ્હેં પૂછ્યું.

' જોજે તો ખરો, બડી ગમ્મત પડશે. '

અને એટલામાં નથુકાકાએ બીડી પીવા માંડી. થોડીવારમાં ધડાકા સમેત બીડી એમના હાથમાંથી ઉડી ગઇ અને એના કુચ્ચે કુચ્ચા ઉડી ગયા. નથુકાકાની મુછોના બે ચાર વાળનાં આંકો-ડીયાં વળી ગયાં.

પંડિતજીને તેમણે તો ઉધડા લેવા માંડયા પણ એ ક્યાં એની દરકાર કરે એમ હતું ? પાછળથી ખબર પડી કે નથુકાકાની બીડી-ઓમાં પંડિતજીએ તંબાકુની સાથે એક એક ફક્કડ ફટાકડો મૂકી દીધો હતો.

એક દિવસે અમે બધા ધૂણીએ બેઠાબેઠા તાપતા હતા. શિઆ-ળાના દહાડા હતા ને ટાઢ કહે મ્હારૂં કામ. પોળ વચ્ચે ધૂણી ધિકાવી હતી અને આજુ બાજુ પાંચ છ જણ પહોળા પગ કરીને તાપતા હતા. એકાદ કુતરૂ પણ ટુંટીયું વાળીને એક બાજુ બેઠું હતું. આખું કુંડાળુ એમ પુરૂ થતું હતું ને જરાયે જગ્યા ન હતી; એવામાં પંડિતજીની પૈધરામણી થઇ. તેમણે પરિસ્થીતિ જોઇ લીધી. ધીરે રહીને મ્હને કહેઃ ' નટુ, આજે તો મ્હેં મોટું કો'ળું જોયું. '

' એમ ? કેવડુંક હતું ? ' મ્હેં પૂછ્યું.

અને એ મારી પાસે આવીને ધીરે રહીને પાછળ બેસી મ્હા· રી ને બીજા એક છોકરાની વચ્ચે બે હાથ ઘુસાડી એકદમ પહોળા કરીને બોલ્યાઃ ' એ આવડું '

એ આવડું–સાંભળતાં એમનો હાથ મ્હને અને પેલા બીજા છોકરાને એવો લાગ્યો કે અમે બેઉ જણુ ગોળીમટાં ખાઇ ગયા, અને કોળાની પેઠે ગબડી પડયા. પંડિતજી ખુશાલ ચિત્તે અમારી બેની વચ્ચે બેસી ગયા.

કોણુ જાણે કેમ પણુ એક વખત અમને ખબર પડી કે પંડિ- તજી રોજે રોજ અમારા ઘરમાંથી દિવાસળીની પેટી તફડાવી જાય છે, અને નથુકાકાને દઈ આવે છે. તે દહાડાનો બદલો વાળવા ગમે તેમ કરીને એ નથુકાકાને રાજી રાખવા પ્રયત્ન કરતા હતા. અમે એમને પૂછીએ કે પેટી તમે લઇ ગયા છો તો નાની નાજ કહે. એક વખત અમે બધી દિવાસળી ખાલી કરીને અંદરની બાજુ તળી- એ નામ લખ્યું. દીવાસળી પાછી ભરી દીધી ને પેટી બંધ કરી દીધી.

પંડિતજીએ એ પેટી તફડાવી, થોડીવાર પછી એ મ્હેં પકડી કાઢી, નથુકાકાને એ આપી આવે તે પહેલાંજ.

મ્હેં પૂછયું પણુ એતો નામુકર ગયા,

પણુ ખીસ્સામાં પેટી હતી એ વાત ચોક્કસ હતી.

અમારૂ બાળમંડળ ભેગું થયુ. એક જણને ન્યાય કરવાનો સોંપ્યો. મ્હેં મ્હારી વાત કરી અને પેટી કઢાવી દિવાસળી ખાલી કરી મ્હારૂં કરેલું નામ નિશાન બતાવ્યું એટલે બધાની ખાત્રી થઇ ગઇ, પંડિતજી આબાદ સકંજામાં સપડાયા.

ઘણી વખત એકાદ સારો જેવો કાગળ લઈને તેની પાછળ ગુંદર ચોપડી સુકાવી રાખે, પછી પાછળની બાજુ ' આ ગધડો

વેચવાનો છે ' ' નવી જાતનું જનાવર ' ' હસો ભાઇ ! હસો ' કે એવું કાંઇ લખી કાઢતા. ખાસ્સુ મોટા ફકરડા જેવા અક્ષરે લખે તે આંધળાયે વાંચી શકે. આંધળા કેમ વાંચે એતો કોણ જાણે પણ આપણે ત્યાં એવું કહેવાનો રિવાજજ પડી ગયો છે એટલે એવું કહું છું; બાકી આંખવાળા કે કાણીયો વાંચેજવાંચે.

પછી ધીરે રહીને તે એકાદ છોકરાની પાસે બેસતા અને પેલો ગુંદરવાળો કાગળ ભીનો કરી કે થુંક ચોપડી પેલા ભલા માણસને લુગડે–બરડાપર ચીટકાવી દેતા અને ' કેમ છે દોસ !' કરીને એનો વાંસો થાબડતા, અને કાગળને બરાબર ચીટકાવી દેતા, પછી ધીરે રહીને ઉઠી જતા.

અને પછી તો જોઇ લો જે ગમ્મત મળે તે. જે જુએ તે પેલા છોકરાનો ' હુરીઓ ' કરે ને હસે ને પેલો બિચારો સૌને હસતા જોઇને હસે પછી ખરૂ કારણ જાણે ત્યારે વળી ઑર રંગ જામે.

ઘણી વખત પંડિતજી હાથમાં કાગળ રાખી તેને ભુંગળાની માફક વાળી અંદરની બાજુ એકાદ મુઠી રેતી ભરી રાખતા; અને કાગળ હાથમાં એવી રીતે પકડતા કે કોઇને કાંઈ વહેમ જાય નહિ. કોઈ કોઇ છોકરાઓ હાફકોટ પહેરી આવતા અને તેનાં ખીસ્સાં સાધારણ રીતે બહારની બાજુ હોઈ બટન ખુલ્લાં હોય ત્યારે ખીસ્સાનાં મોઢાં પણ ખુલ્લા થઇ જતાં. બેસે ત્યારે તો વાતજ ન પુછવી. પંડિતજી એવા એકાદ જણ પાસે જતા અને વાતમાં ને વાતમાં એના ખીસ્સા પાસે પેલા કાગળનો એક છેડો લાવી બીજે છેડેથી કાગળ જરાક ઉંચો કરતા. આસ્તેથી અને ચાલાકીથી જરાકવારમાં બધી રેતી જઇ પડતી પેલાના ખીસ્સાના ખજાનામાં. પછી પંડિતજી ખસી જતા અને મ્હારા જેવા એકાદને પેલા પાસે પેન્સીલ કે ચાકુ કે એવું કાંઇ લેવા મોકલતા. પેલો ખીસ્સામાં હાથ નાખતો અને ખીસ્સુ રેતીથી તર જોઇ અજબ થતો. તેનો હાથ બહાર નીકળે અને રેતી

હોય એટલે જોઈલો મઝા. બધા એકઠા થઇ એના એ નવી જાતના ચવેણાની માગણી કરે ને હસી હસીને વાજ આવે.

એક દિવસ શાળામાં એક જણને સરનામે ટપાલમાં પાર્સલ આવ્યું. એને નવાઇ લાગી કે એના પર પાર્સલ કોણે મોકલ્યું હશે? પાર્સલ ખોલ્યુ તો આજુબાજુ સુંગધી ફેલાઈ ગઇ. સૌયે જાણ્યું 'શું મઝાનું અત્તર હશે ?' પણ જ્યાં બાટલી ઉઘાડી હાથે ઘસે ત્યાં તો ખાસ્સુ ઘાસલેટ નીકળ્યું. શીશી અને પેકીંગ એવાં કે મગજ તર થઇ જાય ! કોઇ એકદમ તો પારખી ન શકયું પણ તરત ખબર પડી કે સીંહના ચામડામાં ગધેડુ છુપાયલુ હતુ. પંડિતજી તો ખૂબ ખીલ્યા અને પેલી શીશી ધીરે રહીને પેલાના માથામાં રેડી પછી એક બાજુ એનો વાક્પ્રવાહ શરૂ થયો અને બીજી બાજુ સૌનો હાસ્ય-પ્રવાહ શરૂ થયો. બેઉ પ્રવાહનો સંગમ એવો તો મનોરમ્ય થયો કે એ દેખાવ અમે જીંદગી સુધી યાદ કરીશું. એમાંયે પંડિતજીની હાથચાલાકી હું તો કળીજ ગયો હતો.

આવાં આવાં તો અનેક પરાક્રમો છે અને એની પરંપરા લંબાવીએ તો ખાસ્સુ મોટું પુસ્તક ભરાઇ જાય.

*

# પંડિતજીનું પ્રેમપુરાણ

મલાડથી મુંબાઇ જવાને માટે એક એવી સરસ ગાડી છે કે તેની બરોબરી પંજાબમેલ પણ ન કરી શકે. છત્રીસ મીનીટમાં ઓગણીસ માઇલની સફર થાય. તેમાંયે વચ્ચે એક સ્ટેશને ગાડી બે મીનીટ ઉભી રહે. કાઢો ત્રિરાશી કે પંચરાશી. ગાડીની ઝડપ કલાકના કેટલા માઇલની ? એકકે એવી 'ફાસ્ટ' ગાડી નથી, એકકે એવી ' મેલ ટ્રેન ' નથી, એકકે, એવી ' લોકલ ' નથી કે જે એ ગાડીની હરીફાઈ કરી શકે. એ તે એજ. અનન્વય અલંકાર. માનિનીના મુખની ઉપમા શોધવા માટે પાનાં પુસ્તક અને વેદ વેદાંગ ખોળીને આખરે આરસીનો આશરો લેવો પડયો તેજ રીતે એની જોડી શોધવા માટે એના પડછાયાનોજ આશરો લેવો પડે. તેમાંયે જ્યારે વાંદરા વટાવીએ છીએ ત્યારે ભારે ગમ્મત જામે છે. વાંદરાથી એક બીજી ગાડી છૂટે છે અને પછી જુઓ બેઉ ગાડીઓની શી હરિફાઈ જામે છે તે. પૂનાની ' રેસ ' કે મુંબાઇની ' રેસ ' અઠવાડીઆમાં એક કે બે

વખત રમાય અથવા વરસમાં ગણ્યા ગાંઠયા દિવસ રમાય પણ આ સરત તો અઠવાડીઆના છ દિવસ તો જરૂર રમાયજ રમાય. ગાડી-માંથી અર્ધું ડોકું બહાર કાઢી ' આ આગળ થઇ, ' ' રંગ છેરે ' ડ્રાઇવર ' ને ' ' મારી આગળ ' ' આવજો ' ' હુરીઓ ' વિગેરે પોકારો સાંભળ્યા હોય તો તમને પણ ઉમંગ થઈ જાય કે આપણે પણ કાંઇક બોલીએ.

કેટલાક રસીયા તો ડ્રાઇવરની સીકલ જોઇને કહી દેતા કે આ આવો છે. અને ગાડી આગળ લઈ જશે કે પાછળ પડી જશે.

એક વખતે મ્હારે અને પંડિતજીને એ ગાડીમાં જવાનું થયું. અમે એ વખતે મુંબાઈ પરીક્ષા આપવા આવેલા અને મલાડમાં નથુભાઇ નારણદાસને ત્યાં ઉતરેલા. નથુભાઈ નારણદાસ પંડિતજીના કાકાના જજમાન થાય. તેમનો મરવારોડ પર સુંદર બંગલો હતો.

અમે બેઠા હતા બારી પાસે અને રસપૂર્વક ભાગ લેતા હતા એ સરતમાં. એવામાં પંડિતજીની નજર સામેની ગાડીમાં પડી. અમારી ગાડી માહીમ નજીક આવી પહોંચી હતી અને પેલી ગાડી પણ માહીમ પાસે આવી ગઇ હતી. બન્ને વચ્ચે છેટું હતું છતાં તે લગભગ સરખા વેગે દોડતી હતી. એક ગાડીમાંથી બીજી ગાડીમાં 'પેસેન્જર' ને જોઇ શકાય એમ હતું પણ ઘોંઘાટ એટલો હતો કે કોઇપણ જાતની વાતચીત એ બે ગાડીઓના મુસાફરો વચ્ચે થઈ શકે એમ ન હતું. મોટેથી ઘાંટો કાઢીને બોલે તો જેવું તેવું સંભળાય કે હાથના ચાળા ચસકા કરે તે દેખાય અથવા રૂમાલ ફરકાવે તે જોઇ શકાય. તે સિવાય બીજી કોઇ નવી રીત એ બે ગાડીઓના મુસાફરોને વાત કરવાને કોઈએ શોધી કાઢી નથી. આગળ ઉપર કોઇનું ભેજું એ વિષયમાં ચાલી શકે કે નહિ તે અત્યારથી કેમ કહી શકાય ?

પંડિતજી એ રસાકસીમાં ભાગ લેતા લેતા એકદમ બોલી ઉઠયાઃ ' નટવર ! એજ ! એજ ! જો પેલી, એજ ! એજ !

મ્હેં એકદમ સ્હામી બાજુ નજર નાખીને પૂછયું ' શું એજ !'

' પેલી સામે છે તે. '

' કોણ ? '

' એજ ! એજ ! તને કહ્યું હતુંને તેજ ! '

સામી ગાડીમાં એક તેર ચૌદ વરસની કુમારિકા બેઠી હતી. તેનું વદન શ્યામ હતું પણ ચહેરો ઘાટદાર હતો.

' પણ કાંઇ સંબંધ વગરજ એજ એજ કર્યા કરશે ? '

' અરે ઉભો રહે તો ખરો. '

અને પંડિતજીએ તેના તરફ જોઇને મ્હોં મલકાવ્યું, પેલી પણ હસી. પણ એ બધું ગૌડબંગાળ હું સમજું તે પહેલાં તો અમારી ગાડી માટુંગા વટાવી ગઇ હોવાથી આગળ ચાલી. સામી ગાડી દાદર સુધી ' ફાસ્ટ ' હતી અને અમારી ગાડી એકદમ ' ચર્ચગેટ ' જતી હતી.

સામેનો ચહેરો ન દેખવાથી પંડિતજી બેઠા એટલે મ્હેં તેમને પૂછયું કે પંડિતજી ! એ કોણ હતું ?

' તને મ્હેં વાત કરી ન હતી ? '

' અરે ભલા માણસ ! તારા જેવો કોઇ ભૂલકણો નહિ. કોઈ બીજાને કહ્યું હશે અને મ્હને વાત કરી એમ કયાં ઠોકી બેસાડે છે ? '

પંડિતજી જબરા ભૂલકણા હતા. એનો મ્હને ઘણીએ વખત અનુભવ મળી ચૂકેલો. એક વખત એમના હાથમાંજ અમરૂશતક હતું અને અમરૂશતક શોધવાને મ્હારા મોટાભાઇની આખી 'લાયબ્રેરી' ઉથામી વળ્યા. એવાં એવાં તો અનેક દ્દષ્ટાંતો આપી શકાય.

પંડિતજી તરતજ પોતાનું દાસ્તાન છૂટી ચોટલી રાખી હાથના હાવભાવ સાથે કહેવા મંડયા.

'નટવર ! ત્યારે તને એની ઓળખાણ મ્હારે કરાવવી જોઇએ. મ્હારા પ્રેમપુરાણનાં બે પાત્રો છે. એ અને હું. એનું નામ કાલિકા દેવી. હું અને એ એટલે તારા 'શેક્સપીયર'નાં 'રોમિઓ' અને 'જુલીએટ' કાલિદાસનાં દુષ્યન્ત ને શકુન્તલા અને પેલાં તું વખાણતો હતો તે બિલ્હણ અને શશિકળા. અમે એકબીજાને જોઇને મોહી પડેલાં પ્રેમપંથીઓ છીએ. અલબત થોડા વખતમાં અમારી આશાની વેલ ફળશે.

'હવે મ્હારૂં પુરાણ શરૂ કરૂં. પાત્રોનો ટુંકો પરિચયજ પૂરતો છે. એને પ્રેમ પુરાણ કરતાં પ્રેમ નાટક કહીશું તો વધારે બંધબેસતું આવશે. પુરાણના અધ્યાય કરતાં નાટકના અંક ઓછા હોય છે. ઘણુંખરૂં ત્રણ અને મ્હારા પ્રેમ નાટકના પણ ત્રણ અંક છે.

'એની શરૂઆત અમદાવાદમાં થાય છે. એક દહાડો ઉનાળામાં આપણે અગાસીમાં આનંદથી કેરીઓની મઝા ઉડાવી રહ્યા હતા. સેવક કાકાને ઘેર મ્હેમાન હતો. ઘરમાંથી જોઇએ ત્યારે અને મન ગમતી કેરીઓ ન મળે એટલે છાનામાના મેડે ચઢીને એક ખૂણામાં પાક નાખેલો તેમાંથી દિલ ચહાય તેમ કેરીઓ તફડાવતા અને ધીરે રહીને અગાસીમાં જઇ આડું અવળું જોતા જોતા ખાતા. સામા ઘરના છાપરા ઉપર કે આમ તેમ ગોટલા છોતરાં ફેંકી દેતા. એક દિવસ એજ રીતે અમારી પાછલી બાજુની અગાસી તરફ મ્હેં ગોટલો ફેંકયો પણ કોણ જાણે કેમ એ અગાસીમાં ન પડતાં નીચેની બારીમાં જઇને પડયો.

'પારધીએ ક્રૌંચને બાણ માર્યું અને આદિ કવિ વાલ્મિકીએ તે ઉપરથી રામાયણ જેવું મહાકાવ્ય રચ્યું તેજ મુજબ સેવકે ગોટલો ફેંકયો અને અને તે આડોઅવળો પડતાં તેમાંથી આખુએ પ્રેમપુરાણ —નહિ—પ્રેમ નાટક રચાયું.

'ગોટલો પડતાંજ ધીરે રહીને બારીએથી એક ખીલતી કળી

જેવી સુકુમાર કુમારિકાએ ડોકીયું કર્યું અને મીઠા મધ જેવા શબ્દો બોલી કે 'આ ગોટલો કયા ગધેડાએ અહીં ફેંક્યો ?'

'પ્રિયતમાના પહેલા શબ્દોમાં મ્હને 'ગધેડા' નો શિરપાવ મળ્યો હતો. એ પણ વિધિની વિચિત્રતાજને !

'અને પછી તો એની નજર મારા ઉપર પડી. કોણ જાણે કેમ મ્હારી નજર તેના ઉપર ઠરીજ ગઇ અને તે પણ સ્તબ્ધ થઇને મ્હારા સામુજ જોઇ રહી.

"મ્હેં ભૂલથી નાખ્યો' એમ કહી હું હસ્યો અને તે જોઇને એ પણ હસી.

'એવામાં અંદરથી બૂમ પડી 'કીલી ! અજમો લાવ તો' અને એ લચેલી દેહલતિકા ત્યાંથી ઉપડી ગઈ. મ્હારાં નયન અતૃપ્તજ રહ્યાં.

'પછી તો રોજ અગાસીએ જઇને એ સ્નેહતીર્થે બેસતો અને ગોખમાં બિરાજેલા દેવનાં દર્શન કરવા માટે જેટલા ભક્તો આતુર નહિ હોય તેથી વધારે આતુર નયને હું બારી તરફ જોયાજ કરતો. કેટલીકવાર દર્શન લાધતાં પણ પ્રત્યક્ષ વાત કરવાનો પ્રસંગ કદી પ્રાપ્ત થયો નહોતો.

'પ્રથમ દર્શનના 'ગધેડા' હવે માણસ બન્યા હતા.

'વડોદરાની વાત છે. એક વખત હું મ્હારા નાના કાકા સાથે જતો હતો. મ્હારા હાથમાં છત્રી હતી. સુરસાગર ઉપર અમને પાંચ સાત કન્યાઓનું ટોળું સામું મળ્યું. એમાં એ હતી. એનાં ચંચળ નયન અને ઉચ્છ્રૃંખલ વૃત્તિ ઢાંકયા ઢંકાય એવા ન હતાં. કાંઇને કાંઈ અડપલું કરવાની એને ઇચ્છા થઇ આવી હોવી જોઇએ એમ મ્હને જણાયું.

'મ્હારી છત્રી ઝાલવાની ટેવ તો તું જાણે છે. છત્રીની ટોચ

આગળ રહે ને હાથો પાછળ રહે. એણે પણ ધીરે રહીને પોતાની છત્રીને એવી રીતે રાખી ને પાસે થઇને વટાતાં એની છત્રીનો હાથો મારી છત્રીના હાથામાં ભેરવી દીધો.

'પછી તો જોઇ લો મઝા! એક તાણે આમ ને બીજું તાણે તેમ. પણ આખરે નાના કાકાની શરમે મ્હેં તરતજ મ્હારી છત્રી છોડાવી લીધી ને કહ્યું કે 'માફ કરજો.'

'એ અને એનું સખીમંડળ હસી પડયું . એ જોઇને કાકાએ એવી રીતે છત્રી કદીએ ન પકડવાની મ્હને ચાંપીને શિખામણ આપી

'અમારા પ્રેમનાટકના ત્રીજા અંકનો પડદો પણ વડોદરામાંજ ઉપડે છે. એક વખત સેવક રાજમહાલરોડ તરફથી આવતો હતો અને સામેથી શ્રીમતીની સ્વારી પધારતી હતી ન્યાયમંદિર પાસે બેઉનો ભેટો થઈ ગયો. દૂરથી એક બીજાને જોઈને અમારી 'મળી દષ્ટો દષ્ટ' જેમ નવીનચંદ્ર અને કુમુદની મળી હતી તેમ.

'પણ અમે બેઉ નજીક આવીએ તે દરમિઆન પૃથ્વી મારા પગ નીચેથી સરી જતી હોય એમ મ્હને લાગ્યું અને હું ધબ્બાક દઇને પડયો. ભોગજોગે મારૂ માથુ શ્રીમતીએ પકડી લીધું, નહિ તો જોવા જેવો વખત આવત. આખુંએ માથુ રંગાઈ જાત અને હૉસ્પીટલમાં પડી રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાત. પણ ધન્ય છે શ્રીમતીને! તેણે તરતજ લોકલાજ ધરેણે મુકીને અજબ શૌર્ય દાખવ્યું. સેવક પરણતા પહેલાંજ પગે પડયો કે 'હે દેવી! **शरणागतोस्मि! पाहि माम्।'**

'પ્રિયતમાનાં એ તૃતિય દર્શન.'

'તપાસ કરી તો પગ નીચે કમબખત કેળાનું છોતરૂં આવી ગયું હતું અને તેના પર પગ પડતાં આ અકસ્માત થઇ ગયેલો. પ્રભુ ખોટામાંથી સારૂ પરિણામ લાવે છે તેનો મ્હને સાક્ષાત્ અનુભવ ત્યાં થયો. એ અકસ્માતનો મ્હારે આભાર માનવો જોઈએ કે તેણે

મ્હને પ્રિયતમા સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ કરવાની સંધિ પ્રાપ્ત કરી દીધી. અમદાવાદમાં જે છૂટ ન મળી શકી તે વડોદરામાં પ્રાપ્ત થઇ અને તે પણ પેલા અકસ્માતના પ્રતાપે. તેણે શ્રીમતીની જીભ મ્હારી સાથે વાર્તાલાપ કરવા પૂરતી છૂટી કરી દીધી હતી, અને મ્હારા સ્વાસ્થ્યના બ્હાને તે પ્રથમ પ્રશ્ન પૂછી શકી હતી.

' અને હવે નટવર ! મ્હારૂં માનવું છે કે અમ્હારાં આ સંપૂર્ણ સ્નેહલગ્નમાં પિતાજી સંમતિ આપી આભારી કરશેજ. વખત આવે ત્યારે તારે અમ્હારે પડખે ઉભવું પડશે.

આ વાત થયા પછી થોડા વખતમાં પંડિતજીનાં લગ્ન કાલિકા દેવી સાથે કરવામાં આવ્યાં. એ વાત જાણીને મ્હને ધણો આનંદ થાય તો નવાઇ નથી. અલબત એ લગ્ન ગોઠવવામાં કોનો હાથ હતો તે તપાસ કરવા હું ધણુંયે મથ્યો પણ બરાબર પત્તો મેળવી નથી શક્યો એટલે કાંતો પંડિતજીનું નસીબ ચઢીઆતું કે પછી કાલિકા-દેવીની ગોરમાનો પ્રતાપ વધારે. જે હોય તે ખરૂં પણ આખરે એ પરણ્યાં એટલે આપણને સંતોષ થયો.

*

# શ્વાન ભાષા વિશારદ

*

દરેક મહાપુરૂષને હોય છે તેમ પંડિતજીને પણ કુતરાનો ભારે શોખ હતો. કાઠિયાવાડના એક રાજાએ પોતાના માનિતા કુતરા તથા કુતરીને પરણાવવા પાછળ હજારો રૂપીઆનો ધુમાડો કર્યો હતો એટલે સુધી એમનો શોખ વધ્યો હતો કે કેમ તે તો હું નથી કહી શકતો કારણ કે પંડિતજી પાસે એટલો પૈસો ન હતો અને એવો પ્રસંગ પ્રાપ્ત થયો ન હતો, નહિતર પ્રસંગ આવ્યે પંડિતજી શું કરશે અને શું નહિ કરે તે કહી શકવા કે કથી શકવા અખિલ બ્રહ્માંડમાં એક એ શ્રી હરિ સિવાય કોઇ સમર્થ નથી, તો મ્હારૂં તે શું ગજુ?

ગમે તેવું ભસતુ કુતરૂ હોય તોયે ઠંડે કલેજે ચાલ્યા જાય. એક વખત અમે મ્હારા એક દૂરના સગાને ઘેર ગયેલા, ત્યાં એક કુતરાને પંડિતજીએ એકદમ ઉપાડીને હાથમાં લીધો પણ તે તો એવો હરામખોર કે પંડિતજીની પદવી પીછાણ્યા સિવાય એકદમ શ્વાનભાષામાં એમની આલઓલાદ ધોવા લાગ્યો. પંડિતજી જરાય ગભરાય એવા ન હતા.

એમણે પણ એનો એવીજ રીતે સચોટ જવાબ વાળ્યો. પેલો પણ સમજી ગયો કે આ વળી મ્હારી ભાષા જાણનાર કોઇ મ્હોટો વિશારદ છે એટલે તરતજ તેણે પંડિતજીનું તેમની પદવી પ્રમાણે સ્વાગત કર્યું અને બે પગો વચ્ચે પૂંછડી દબાવી અતિવિનયથી આગલા બે પગ લંબાવી તેમાં માથુ ઢાળી પંડિતજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. હું તો આ બધુ ગૌડબંગાળ સમજી ન શકયો પણ મ્હને લાગ્યું ખરૂં કે પંડિતજી કોઈ પ્રચણ્ડ શ્વાનભાષાશાસ્ત્રવિશારદ છે !

પોતાનો વિજય જોઇ પંડિતજી પરમ પ્રસન્ન થયા, અને તેમના ન્હાનપણનો, તેમજ એ શાસ્ત્ર કેમ શીખવું પડયું તે પ્રસંગ દાખવતો ઇતિહાસ મ્હને કથ્યો.

' નટવર, વાત એમ બની કે એક વખત હું મ્હારી ફોઇ સાથે છગન કાકાને ત્યાં ગયો હતો. એમના આંગણામાં એક નહિ પણ અનેક કુતરાં ફરતાં હતાં, એમનું ઘર એટલે કુતરાંનો અખાડો. પૂછી એ તો કહે કે કુતરાં તો પુણ્યવાન પ્રાણી છે. મહારાજ યુધિષ્ટીર પણ એમને સદેહે સ્વર્ગમાં લઇ જવા તૈયાર થયેલા. છગન કાકાના કેટલાક કુતરાતો ઘણા ભયંકર. ચોરને પણ બે ચાર કુતરાયે તો નસાડી મૂકેલાં અને લોહીલુહાણુ પણ કરેલા.

' અમને જોઇને બે ચાર કુતરા અમારૂં સ્વાગત કરવા મંડી પડયા, પણ તેમના શબ્દો ફોઇબા નહિ સ્હમજ્યાં એટલે ગભરાયાં ને ' ઓ મ્હારા બાપરે ! ' કહીને મ્હારા દાદાને બોલાવ્યા. દાદા ન આવ્યા તેથી કે કોણ જાણે કેમ પણ એ તો મુઠીયો વાળીને જાય નાઠાં. આગળ ફોઈબા ને પાછળ બે ત્રણ કુતરાં, અને પછી છગન કાકા. એમણે કુતરાંઓને બોલાવ્યાં કે ડાહ્યાં ડમરાં થઇને આવ્યાં. ફોઈબા ઉભાં રહ્યાં ને બેળે બેળે બ્હીતાં બ્હીતાં આવ્યાં. એમની રેશમી સાડી બે ચાર જગ્યાએથી ફાટી હતી અને હાંફ તો માતો નહતો. એમણે કુતરાંની આલઓલાદ ધોઇ, અને છગનકાકાનેય શાલ-

પામરી ઓઢાડી. હું તો ઠંડે કલેજે પેલા ધુરકતા નામદારો પાસે ગયો માથે હાથ ફેરવ્યો અને તનેજાણીને નવાઇ લાગશે નટવર ! કે એમનો પ્રકોપ તરતજ શાન્ત થઈ ગયો. '

' ત્યારે તો ન્હાનપણથીજ આ ભાષા તને આવડતી હશે ?' મ્હેં પૂછ્યું.

' ધીરેધીરે મ્હેં એનો અભ્યાસ કરેલો અને તેમનું જાતજાતનું બોલવું, જૂદા જૂદા હાવભાવ, ચાલચલણ અને રીવાજ પરથી બારીક અવલોકન કરી ધ્યાન રાખતાં હું ઠીક પ્રગતિ કરી શકયો. અલબત, એમની ભાષા ગૂઢ છે છતાં બાલ્યવસ્થામાં છે, અને આખુંયે શ્વાન સાહિત્ય કંઠસ્થ છે. હજી એમની ભાષામાં પ્રખર વિદ્વાનો નથી પાકયા. આપણા સાહિત્યકો જો ધ્યાન આપે તો એમના માટે એ સાહિત્યમાં ક્ષેત્ર વિશાળ છે. શ્વાન સાક્ષરો આપણા સાક્ષરો જેવા પ્રમાદી અને મત્સરગ્રસ્ત નથી તેમજ ગાલીપ્રદાન શાસ્ત્રમાં પ્રવીણ નથી, એટલે ઉગતાને માટે પ્રકાશવાનું યે પુરતુ સ્થાન છે. '

પાછા ફરતાં રસ્તામાં પંડિતજીને ક્ષુધાદેવી એ પીડવાથી એની શાન્તિ માટે એકાદ ક્ષુધાશાંતિગૃહમાં જઇ ચહાની આરાધના કરવાનો મ્હને આગ્રહ કર્યો, પણ મ્હેં તો ચહાનો શતવિધ બહિષ્કાર કર્યો હોવાથી તેમની સાથે જવા પુરતીજ હા પાડી. તેઓ કેટલા ઘુંટડા ભરીને ચહાનો પ્યાલો ખલાસ કરતા તે ગણવાનું આવે વખતે મ્હારે માથે આવતું, અને એ વિષયની એક કુશળ ગણિત શાસ્ત્રીને છાજે એવી રીતે મ્હેં ગણત્રી કરી છે કે સરેરાશ ત્રણ ઘુંટડાથી પંડિતજી ચહાનો આખોયે પ્યાલો ગટગટાવી જતા. પંડિતજી તો કહેતા કે ચહાતો ભુમંડળ પરનું અમૃત છે ! નટવર !'

પંડિતજીએ ચહા અને કાંઇક ખાવાનું મંગાવ્યું એ આવે ત્યાં સુધી અમે બેઠા બેઠા લાખ લાખની હાંકતા હતા એવામાં હોટલ વાળાનો કુતરો અમારી પાસે આવ્યો. પંડિતજીએ કુતરાને જોયો

પછી તો પૂછવુંજ શું ? તેમણે કુતરાની ખાસ બીસ્કીટ આવે છે તે મંગાવીને એને નાખી ને માથે હાથ ફેરવા માંડયો. એક વખત હાથ ફેરતાંજ કુતરાંએ શ્વાન ભાષામાં કાંઈક કહ્યું. એ વિષયમાં હું નિષ્ણાત નહિ એટલે શું કહીશકું કે એ શું બોલ્યો અને શું નહિ. એ વિષયમાં મ્હારૂં પ્રાવીણ્ય હોત તો એ અમર શબ્દોથી આ પૃષ્ટોને વંચિત રાખતજ નહિ.

થોડીવારમાં ફરીથી કુતરો કંઇક મોટેથી બોલ્યો અને પંડિતજી એ તેને જવાબ આપ્યો અને પોતાનો હાથ એના શરીર પર ફેરવવા સારૂ મુકયો.

એકાદ મીનીટમાંજ કુતરાએ કુદીને ભયંકર અવાજ કર્યો તે સંભળાયો અને પંડિતજી ડાબે હાથે પ્યાલો ઉપાડી કુતરાના માથામાં મારતા હતા એ અનુપમ દૃષ્ય મ્હારી દૃષ્ટિએ પડયું.

બીજી મીનીટને અંતે પંડિતજીના જમણા હાથની ત્રણ આંગળીઓ લોહીલુહાણ થઇ ગયેલી મ્હેં જોઇ.

ચહાવાળો તરતજ દોડી આવ્યો અને પૂછયાગાછયા વિના પંડિતજીને તેમના આ પ્રશંશનીય કાર્ય બદલ પોતાની બધીયે અક્કલ ખર્ચી ઉપાલંભ આપ્યો અને પૈસા લેતી વખતે માલવિનાના પ્યાલાની કિંમત વસુલ કરી.

પંડિતજીની આંગળીઓનો ઘા મટાડવા દાકતરને બીલ ભરવુ પડશે તે ઉલટું ચહાવાળાએ પોતાના કુતરાની બેવકુફી અને બદનક્ષી ભરી ચાલ માટે આપવાનું તો બાજુએ રહ્યું પણ ચોર કોટવાળને દંડે તેમ પંડિતજી પાસે પ્યાલાની કિંમત કેમ લીધી એ વિચારમાં હું ચાલતો હતો ત્યાં એ વિચાર પરંપરાનો ભંગ કરતાં પંડિતજીએ કહ્યું: ' નટવર, એ કુતરા જેવો બ્રહ્મનિષ્ઠ બીજો કોઇ કુતરો મ્હેં ન જોયો. પંડિતોને મ્હારા અને તારાનો, ભેદ કદી નથી ' હોતો એ

એ વાતનું પ્રતિપાદન કરવાને અમ્હારે આ બધુ થયુ હતુ. તમારૂં લોહી તે મ્હારૂં લોહી એમ કહી તેની પરીક્ષા લેવા કાજે મ્હારાં આંગળાંમાં તેની પ્રચણ્ડ દંષ્ટ્રાવડે લોહી કાઢયુ પણ હું બ્રહ્મપદમાં પારંગત નહિ તેથી મ્હને જરાક ગુસ્સો આવી ગયો તેથી મ્હેં ઉલટો પ્યાલો ભાગી નાખ્યો અને તેના પ્રાયશ્ચિત રૂપે એની કિંમત ભરી આપી. હવે મ્હારે મ્હારા ક્રોધનું દમન કરતાં શીખવું જોઇએ.'

પંડિતજી તે વખતે દ્વૈત અને બ્રહ્મ સંબંધી પુસ્તકોનું પારાયણુ કરતા હતા એટલે આખો દિવસ ને રાત એમને બ્રહ્મનાજ વિચાર અને બ્રહ્મનાંજ સ્વપ્નાં આવતાં હતાં તેથી એની અસરથીજ આ બોલ્યા હશે એમ મ્હારૂં માનવું હતું. પછી મનની વાત તો તે જાણે.

*

# ચોકટનો નવ્વો

*

'નટવર પેલા ચંદુલાલનાં લગન નજીક આવ્યાં ' પંડિતજીએ એક દિવસ મ્હને કહ્યું.

' કયે દહાડે ' મ્હેં પૂછયું.

' આ સાતમે. કાંઇ ગયા સિવાય છૂટકો છે ! '

' જવું જ જોઇએ. એ બહાને સુરત જોવાશે.'

અને સુરત જવાનું નક્કી થયું. ચંદુલાલ અમારો જીવજાન દોસ્ત. તેના લગનમાં ન જઇએ તો કોના લગનમાં જઇએ ?

વખતસર અમે સુરત જઈ પહોંચ્યા. એટલામાં રાંદેરથી મ્હારા કાકાનો કાગળ આવ્યો કે આટલે સુધી આવ્યો છે ત્યારે મને જરૂર મળી જજે એટલે મ્હારે તેમને મળવા જવાનું હતું, તેથી બ્રાહ્મણોની પંક્તિ બેઠી તે સમયે મ્હનેજ એક બાજુ બેસાડી દીધો હતો.

પંડિતજીની જીભ અત્યંત સ્વાદપ્રિય હતી. થર્મોમિટરથી જેમ તાવ માપી શકાય છે તેમ તેમની જીભથી સ્વાદ માપી શકાતો. એમનો ખોરાક પણ નજીવો હતો. પોણો રતલ વાલની દાળ, અઢી દદીઆ કઢી, દોઢ ડઝન પુરી, ત્રણ દદીઆ ભરીને શીખંડ ને એના પ્રમાણમાં શાકભાજી એટલી નજીવી આહુતિ કર્મકાંડી બ્રાહ્મણ જેમ પ્રજ્વલિત અગ્નિમાં હોમે તેમ પંડિતજીએ પોતાના વિશાળ મુખમાં ધીરે ધીરે અર્પી.

ઉનાળાના દિવસ હતા અને પંડિતજી ભીંતને અઢેલીને બેઠેલા હતા. લગભગ ખાઇ રહ્યા જેવા હોવાથી પવનની લ્હેર આવવાથી તેઓ ભીંતે અઢેલ્યા અને જરાવારમાં નિદિધ્યાસન લેવા મંડી ગયા. મ્હને તેમણે ઘણીવાર કહેલું કે 'નટવર! જ્યારે હું આંખ મીંચીને સર્વે ઇંદ્રિયોને નિયમમાં રાખીને મનનો હૃદયમાં નિરોધ કરીને ધીમે ધીમે શ્વાસ લઇને શાન્ત બેસી રહું ત્યારે હું પ્રાણાયમ કરૂં છું એમ તારે જાણવું, પણ મને એમાં શંકા રહેતી હતી કે પંડિતજી આમ પ્રાણાયમ કરતી વખતે કોઇ કોઇ વખત જમીને માથું કેમ અડાડી દેતા હશે? મ્હને તો એમના એ પ્રાણાયમ નિદિધ્યાસન જેવા લાગ્યા. એટલે મ્હેં એને નિદિધ્યાસનનું નામ આપવાનું ઉચિત ધાર્યું હતું.

માણસને ઉંઘમાં સ્વપ્ન આવે છે, તે તો જાણે ઠીક. પણ પંડિતજીને તો દિવા સ્વપ્ન ધોળે દહાડે અને વળી જાગતાંજ સ્વપ્ન આવ્યું તો પછી નિદિધ્યાસન જેવા વખતે એમને સ્વપ્ન આવે તેમાં નવાઇ શી?

એમના હાથમાં અરધી ખાધેલી પુરી હતી અને એ બે ત્રણ વખત ધરતીને નમસ્કાર કરી પાછા ભીંતને અઢેલીને બેઠા હતા. એટલામાં એક જણ 'શ્રીખંડ શ્રીખંડ તમારેએ એ—' કરતો આવી પહોંચ્યો એટલે તેઓ એકદમ સફાળા ટટાર થઈ ગયા. અને હાથમાંની પુરી

પાસેના શ્રીગોડ **માલવી** બ્રાહ્મણના પત્રાળામાં નાખતાં મોટેથી બોલી ઉઠયાઃ 'એ લો ચંદુલાલ ! આ **ચોકટનો નવ્વો,** બોલો હું **ને**પોલીયન' અને ત્યારેજ મ્હને સમજણ પડી કે **પંડિતજી** તો સ્વપ્નમાં **ને**પોલીયનની રમતમાં પડેલા અને રમતમાંજ આ ચોકટનો નવ્વો ઉતરેલા.

પેણ પેલી પુરી કેવી જંગલી ? તદ્દન અભણ ! સુરત શહેરની ગટરો સુધરી પણ પુરી નહિ સુધરેલી તે આબાદ પેલા **શ્રી**ગોડ **મા**ળવી બ્રાહ્મણના બાજમાંજ જઇને પડેલી એટલે એ બ્રાહ્મણ તો રાતોને પીળોજ થઇ ગયો. એટલે તડુકીને મોટે સાદે અને ડોળા ફાડીને સંસ્કૃત ભાષામાં પંડિતજીની આલ ઓલાદ ધોઇ નાંખી. આખી પંક્તિ ખાવાનું ભુલી ગઇ અને ખડખડાટ હસવા લાગી. હસતાં હસતાં કોઇના મ્હોમાંથી કોળીયા પડી ગયા અને કોઇને ખુબ હસીને પેટમાં દુખાવો શરૂ થયો. **પં**ડિતજી પણ શું કરવું તે ન સમજાયાથી પેટે હાથ ફેરવી જાણે કાંઇજ ન બન્યું હોય તેમ મારી સાથે વાતે વળગ્યા-'અને નટવર, શંકરાચાર્યના સિદ્ધાંતની સાથે શેકસપીયરના સિદ્ધાતો પણ મળતા આવે છે. મ્હેં ત્હેનું શોધન કર્યું છે. અને થોડા સમયમાંજ હું તેનું પંડિતોમાં પ્રતિપાદન કરવાનો છું. **આર્યાવર્ત**ના વિદ્વાન મંડળની તે વખતે જોવા જેવી સ્થિતિ થઇ જશે.'

પણ ત્યાર પછી જ્યારે જ્યારે અમે સુરત જતા અને જમવા બેસતા ત્યારે ત્યારે કોઇને કોઇ પુરીને બદલે અમારી પાસે આવીને બોલી જતું કે 'લો **ચોકટનો નવ્વો** ઓ...ઓ.'

એ વખતે પ્રંડિતજીની આકૃતિમાં વિલક્ષણ વિકૃતિ થઇ જતી અને મ્હને તો એમના અને ઉરાંગ ઉટાંગના મ્હોંઢામાં ઘણુંજ સામ્ય જણાતું.

*

# બંગડીના કકડા.

*

પંડિતજીને નસીબ યોગે અભ્યાસની ઇતિશ્રી કરી કન્યાશાળામાં શિક્ષકની જગ્યા સ્વીકારવી પડેલી. ધીરે ધીરે એમની કીર્તિ ચોગમ ફેલાઈ ગઇ હતી અને ઘણી જગ્યાએ તે માનપાન પામતા હતા.

તેમની ટપાલ હંમેશાં વધતી જતી હતી. જેટલી વખત ટપાલ વહેંચાય તેટલી વખત જો પંડિતજીના કાગળ ન આવે તો થઇ રહ્યું ! એવું ન થાય તેટલા માટે પંડિતજીને પાંચ પંદર વખત મ્હેં તેમને પોતાનેજ પોતાની જાત ઉપર પોતાનેજ સરનામે કાગળો અને ચોપાનીયાં પોસ્ટ કરતાં પકડયા હતા. એક વખત તેમણે મ્હને ખાનગીમાં કહેલું કે: ' નટવર ! જૂના વખતમાં એમ માનવામાં આવતુ કે જેને ઘેર ઝાઝો વરો, ઝાઝાં ઢોર, અને ઝાઝી આવક તે મોટો ગણાતો. પછી જેને ઘેર ઝાઝા પૈસા અને ઝાઝા માણુસ તે મોટો ગણાતો પણ વીસમીસદીમાં બડેખાંમાં ખપવા માટે ઝાઝી ટપાલ અને ઝાઝા

કાગળ હોવાની જરૂર છે. ઝાઝી ટપાલ હોય તો એમ પુરવાર થાય કે આપણને અગણિત ઓળખાણ છે

અને એમને જે દિવસે ઝાઝી ટપાલ હોય તે દિવસે સોનાનો સૂરજ ઉગતો.

બપોરની ટપાલ બરાબર બારને ટકોરે એમના વર્ગમાં આવતી અને ટેબલપર મૂકાતી. ટપાલ આવે કે લેસન બંધ થાય, અને પંડિતજી ટપાલ વાંચે, ને ખુશ થાય.

ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં ગુજરાતી પાંચમા ધોરણમાં તેઓ શિક્ષક હતા અને સાધારણ રીતે મોટી ઉમરની બાલિકાઓ પણ એમના વર્ગમાં હતી.

એક દિવસ તેમણે કાંઇ કામ હોવાથી મ્હને ત્યાં બોલાવ્યો હતો. અમે વાતો કરતા હતા એવામાં ટપાલ આવી. મ્હારી જરાય દરકાર કર્યા સિવાય એમણે ટપાલ વાંચવા માંડી.

એક કાગળ ફોડયો ને વાંચ્યો. મ્હોં મલકાયુ.

બીજું પત્તુ હતુ તે વાચ્યું. હસ્યા.

ત્રીજો કાગળ ફોડયો ત્યાંતો બંગડીઓના કકડા ખણિંગ ખણિંગ કરતા નીકળ્યા. પંડિતજી એકદમ ઝંખવાણા પડી ગયા, પણ મ્હને તો હસવુ આવી ગયું. મ્હને હસતો જોઇ આખો વર્ગ ખડખડાટ હસી પડયો.

પંડિતજીએ એ કાગળ બાજુએ ફેંકી દીધો અને ગંભીર મ્હોડે બીજો કાગળ લઇને ફોડયો.

ઘરના બળ્યા વનમાં ગયા તો વનમાં લાગી આગ. એમાંથી નીકળ્યા વાળના ગુચ્છા ને દાંતીઆના કકડા.

એક પાર્સલમાંથા પેણાના કકડાને નાની સરખી ઢીંગલી નીકળી. મ્હારૂં તો હસીહસીને પેટ દુઃખી ગયું. આખા વર્ગની કન્યાઓની પણ એવીજ દશા હતી.

પંડિતજીનું મ્હોડું અઢી પાશેર એરંડીયુ પીધા જેવુ થઈ ગયું હતું. તે વખતે તો એ કાંઈજ બોલ્યા નહિ પણ પછીથી મ્હને ખબર આપી કે એમના પર કોઇએ અતિ પ્રસન્ન થઈને એ અનુપમ પ્રસાદી મોકલાવી હતી અને એ સૌ એક દેવીસ્વરૂપ સન્નારીનું સ્મરણા વશેષ હતું.

પણ આ બનાવ પછી એમની ટપાલ શાળાને બદલે ઘેર આવતી થઈ ગઈ હતી અને એ સઘળું કારસ્થાન મ્હારા કાકાની દીકરી મણિનુંજ હતું એમ મ્હને પાછળથી જણાયું હતું.

*

# ચકમની નાત

*

પંડિતજીના પિતાજી અસાર સંસારમાં કોઇ અમર નથી એ કાલાતીત નિયમના અપવાદ રૂપ ન થવાની ઇચ્છાથી કે કોણ જાણે કેમ પણ મરણ પામ્યા. તેમના મોટાભાઈ પણ પરવાર્યા હતા એટલે હવે પંડિતજીને પિતાની પાછળ ઉજવણી કરવાનો શુભ અવસર આવ્યો હતો. 'બાપનું બારમુ ને સ્રીની અઘરણી' એ બે વારે વારે આવતાં નથી. એ વખતે જેટલું કરાય તેટલું કરી લેવું અને નચાય તેટલું નાચી લેવું એવી સાધારણ લોકની માન્યતા હોય છે.

સ્વર્ગ પ્રત્યે પંડિતજીને કંટાળો હતો. સ્વર્ગ એટલે વિહારનું સ્થાન એવી પંડિતજીની માન્યતા હતી. કોઈપણ માણસ મરણ પામે તો તેને માટે એમ બોલવું કે ફલાણા ભાઇ સ્વર્ગે ગયા. એ મહાપાપ છે એમ અનેક દાખલા અને દલીલોથી પંડિતજીએ પ્રતિપાદન કર્યું

હતું અને મ્હને સમજાવ્યું હતું. એમ ન કરે તો પછી એ પંડિત શાના ?

એમન દલીલો પણ એમના જેવાજ ભેજામાંથી નીકળે એવી હતી. અલબત એના ઉપર મ્હેં અનેક પ્રયત્ન કર્યાં પણ ટીકા કરવા જેવું એક પણ ગાબડું જડયુ નહિ. દુશ્મનના કિલ્લામાં જરા જેવું નબળુ સ્થાન જડે તો તેના ઉપર પ્રહાર કરવા કોઇ મૂકે નહિ. પણ જ્યાં કામ સંગીન હોય ત્યાં લોખંડની સંગીન પણ નકામી પડે છે તેમ મ્હારી દલીલોયે નિરૂપયોગી અને નકામી થઇ ગઇ હતી.

એમનું કહેવું એવું હતું કે **સ્વર્ગ**માં પ્રેમ છેજ નહિ. જેને પ્રેમ કહી શકાય એવી એક પણ વસ્તુ **સ્વર્ગ**માં નથી. **સ્વર્ગ** એટલે વિહારનું સ્થાન અને તેયે સ્વચ્છંદ વિહાર. પુણ્ય હોય ત્યાં સુધી ત્હમે ત્યાં ટકો અને પછી પડો પાછા પૃથ્વી પર. એમના અમર શબ્દો હજીયે કાનમાં ગુંજે છે:

' **નટવર**, અને એ વિહાર પણ કોની સાથે ? **અપ્સરાઓ સાથે** ? ખરૂંને ? વાહ ! શું મુર્ખ લોકો છે ? એની એ **અપ્સરાઓ**, એમની **સાથે** અનેક જણે વિહાર કર્યો, એ દેવોને વરી, માનવોને વરી, મુનિઓને ભ્રષ્ટ કર્યા છતાં આપણે એના વિહારને વાંછીએ ! શી મુર્ખતાની પરિસીમા ! '

અને એમના શબ્દોમાં મ્હને પણ કાંઇક ને કાંઇક વજુદ લાગતું.એક વખત ભુલેચુકે હું બોલી ગયેલો કે **પંડિતજીના** પિતાજી **સ્વર્ગે** ગયા અને નસીબ જોગે **પંડિતજીના** કાન એ સાંભળવાના ગુન્હેગાર **થયા** પછી જોઇ લો એમનો વાક્ પ્રવાહ. **વિસુવિયસ** કે એટનાનો જ્વાળામુખી ફાટે અને તેમાંથી 'ધગધગતો લાવા' બહાર પડે તેમ **પંડિતજીનું** મુખ ફાટયું અને તેમાંથી પ્રખર વાક્ પ્રવાહ પ્રચણ્ડ વેગે બહાર પડવા લાગ્યો. અનેક દલીલો અને અનેક પિષ્ટપેષણોથી **એમની એની**

એ ફીલોસોફી તેમણે ફરીથી મારા મગજમાં ઠસાવા સફળ પ્રયત્ન કર્યો.

બાપનું બારમું કર્યા સિવાય કાંઇ ચાલે એમ ન હતું. એટલે પંડિતજીએ એ વિષે મ્હારી સલાહ લેવા માંડી.

' નટવર, નાત તો કરવીજ પડશે. ' તેઓ બોલ્યા.

' હાસ્તો ! કાંઈ છૂટકો થાય. ' મ્હેં કહ્યું.

' શું કરી શું ? એવું કરીએ કે આપણું નામ સૌને યાદ રહી જાય. '

' હાસ્તો, પણ શું કરશો ? '

' જે થાય તે ખરૂં. ઝાઝા પૈસા ખરચવા વિચાર નથી. '

' ત્યારે એક રસ્તો બતાવું. છે હિંમત ? '

' ક્હો તો હિમાલય ડોલાવુ કે પછી નર્મદા ઉલટાવું.

' નારે ! એટલુ બધું નહિ પણ પછી મારી સલાહથી ખરાબી થાય તો બૂમ ન મારશો. કાંતો આ પાર કે પેલે પાર. '

' ભલે ! આપણે તો એક વાત છે જ્યાં ત્યાં નામ કાઢવું છે. '

' સારૂ કે ખોટુ ? '

' બેમાંથી એક. '

' તો લાડુ કે શીખંડ પુરી. બાસુદી કે દુધપાક અથવા પાંચ પકવાન કરો તોયે તમારા બાપને કાંઇજ પહોંચવાનું નથી. નાહકનું જે હશે તે લોક ખાઇ જશે અને નામ તો નીકળે કે નયે નિકળે. રસોયા ઉપર તેનો આધાર રહ્યો. '

' ખરી વાત નટવર, પૈસા ખર્ચો પણ વરાને માથે પાણી ફેરવવું હોય તો તે રસોયા કરે ખરા. '

' પણ આપણે બીજો રસ્તો લઈએ, નવી રીતની વાત કરીએ'

' શું જમણ કરીશું ? '

‘ ભલે કે બૂરે નામ કાઢવું હોય તો કરો રોટલા.’

‘ શું ? રોટલા ! ’

‘ હા રોટલા અને છાશ. ’

‘ નટવર, એ વાત નવાઇની તો ખરી. રોટલા તે ચક્રમ્ અને છાશ તે તક્રમ્. કોઇ પૂછે તો ચક્રમને તક્રમની નાત કરી એમ કહેવાય પણ ખરૂ. ’

ભલે ત્યારે. થવા દો. પણ હિંમત જોઇએ.’

‘ આપણે તો નામ કાઢવું છે. આમ કે તેમ.’’

અને અમે ઠંડે કલેજે તૈયારી કરવા માંડી. કપુરીના પોચા પટેલ,મોજલપુરના મગનભાઇ, શિવાજીપુરાના પેથાભાઇ ને જેસંગ પુરાના વાઘજીભાઇ વિગેરેને છાશને માટે કહેવરાવી દીધું. ‘ તક્રમ્ ’ ની વ્યવસ્થા મ્હેં ઉપાડી લીધી.

પંડિતજીને હાથ ‘ ચક્રમ્ ’ ની ગોઠવણ કરવાનું હતું. શ્રીમતિ કાલીકાદેવી અને એમના સખીમણ્ડળે એ કામ ગુપ્ત રીતે ધમ-ધોકાર પાર પાડવાની પુરતી ખાત્રી આપી હતી.

પંડિતજીની નાતના નાના મોટા અનેક જણ સાથે મારે સારૂ હતું એટલે સામ દામ અને ભેદથી તેમને પંડિતજીનો એ અવસર પાર પાડવા મ્હેં સફળ આગ્રહ કર્યો.

ધીરે ધીરે નાતનો દિવસ પાસે આવ્યો. બધી તૈયારીઓ થઇ ગઇ. નોતરાં દેવાયાં અનેક ઉત્સાહથી લોક જમવા પધાર્યા.

પંડિતજીની નાતનો સવિસ્તાર હેવાલ એમનીજ નાતના એક ઉગતા લેખકે મ્હને લખી આપેલો તેજ અક્ષરસહ અત્રે આપી દઉં છું.

‘ અનેરા ઉત્સાહથી સુંદર રેશમી વસ્ત્રો અને બહુમૂલ્ય આ-ભુષણો સજી સજ્જનો અને સન્નારીઓ બાલ ગોપાલ સહિત પધાર્યાં હતાં. બાલ મંડળ અને સુંદરી સંઘના આનંદનો પાર નહોતો. છેલ્લી ઘડી સુધી શી રસોઇ થઇ હતી તેની નાતને ખબર પડી નહતી.

' પંગત પડી. પતરાળા પડીઆ પીરસાયાં અને પછી તો પં-ડિતજીની પલટણ છૂટી અને એકાદ શાક, બાજરાનો રોટલો અને છાશ પીરસ્યાં. બધુ પીરસાઇ રહ્યા પછી હર હર મહાદેવ થાય તે પહેલાંજ પંડિતજીએ નાત આગળ જઇને પોતાનું પ્રવચન શરૂ કર્યું તેનો જરૂરી ભાગ નીચે પ્રમાણે હતો.

" આજ કાલ માણસો અનેક રોગના ભોગ થઈ પડે છે. અને દાકતરોની એ તાજી ફરીયાદ છે કે અનેક રોગની ઉત્પતિ અજીર્ણમાંથી થાય છે. અજીર્ણ એ અનેક ભયંકર રોગનું જનન સ્થાન છે. વધારે અકરાંતીયા થઇને ખાવુ એ અજીર્ણનુ ઉત્પત્તિ સ્થાન છે. માણસો સ્વાદીષ્ટ અને ભારે ભોજન હંમેશાં ખૂબ ખાય છે. હવે મ્હારા જેવા સમાજસેવક અને જ્ઞાતિહિતૈષિની ફરજ છે કે આપ સર્વેના આરોગ્યનું સંરક્ષણ કરવું. તમે ભારે ભોજન જમો, તમને અ-જીર્ણ થાય અને દાકતરને નાહકના પૈસા આપો તો કેટલો બધો આ-પણી જ્ઞાતિમાંથી ધનનો અપવ્યય થાય ? સમાજમાંથી પૈસો આ રીતે ચાલ્યો જાય છે અને આર્થિક આપત્તિ આવીને ઉભી રહે છે. એ આપત્તિ ટાળવા માટેજ મ્હેં આરોગ્ય શાસ્ત્રને અનુસરીને ચક્રમ્ કરાવેલ છે અને વિલાયતના વડા વિદ્વાનો પણ તક્રને જીવન લંબાવનાર સંજીવિની માની તેના ઉપર ફીદા ફીદા થઇ ગયા છે એટલે આપને માટે મ્હેં તાજી તક્રની સવડ કરી છે. વડોદરા શહેરમાં તક્રના ભાવ ઘણા ઉંચા હોવા છતાં તેમાંયે આજવાના મહાતળાવના જળની મેળવણી ઘણાજ મોટા પ્રમાણમાં કરવામાં આવતી હોવાથી ઉંચી જાતની તક્ર વસ્તુનો વ્યય કર્યા છતાં મળતી નથી એ જોઈને આપને માટે ખાસ બહારગામમાં કાલે રાત્રે તક્ર તૈયાર કરાવી મંગાવેલી છે. આ ચક્રમ્ અને તક્રમ્ ખાધાથી મ્હારી ખાત્રી છે કે આપ સંતોષ પામશો કારણ કે માણસને જીવવાને માટે ખાવાનું છે કંઇ ખાવાને માટે માણસ જીવતો નથી. આવો સુંદર અને બળ દાયક ખોરાક બીજા કોઇએ પીરસ્યો હોય એવું મ્હારી જાણમાં નથી.

મુખવાસને માટે લોકો નાગરવેલનાં પાન ખાય છે પણ તેયે આરોગ્ય શાસ્ત્રથી વિરૂદ્ધ છે. નાગરવેલનાં પાન ખાધાથી મોઢુ અને દાંત બગડીને સડી જાય છે એવાં અનેક નિષ્ણાતોનાં પ્રમાણપત્રો છે તેથી આપને માટે નિરોગી નિમ્બતરૂનાં પાન મુખવાસાર્થે તૈયાર રાખેલ છે. એ લીધાથી આપની રૂચિ વધશે અને પાચન ક્રિયામાં ઘણોજ સુધારો થશે. આજ કાલ નાત કરવા પાછળ આપણા લોકો હજારો રૂપીઆનો ધુમાડો કરે છે તેને બદલે આ દાખલાનું અનુ-કરણ કરે તો મ્હારી સંપૂર્ણ ખાત્રી છે કે જ્ઞાતિની ઉન્નતિ ઘણાજ થોડા સમયમાં થયા સિવાય નહિ રહે. ”

અને પંડિતજીની વાત ખરી હતી એમ મ્હારે કહેવું જોઇએ. અમારી પાટીદારની નાત જો આનું અનુકરણ કરે તો તેમનો બેડો પારજ થઇ જાય.

પંડિતજીનું પ્રવચન પંદરેક મીનીટ ચાલ્યુ તે દરમિઆન અનેક ફારસો થયેલાં તેની થોડી ઘણી ખબર મને પાછળથી મળેલી. કેટલાક છોકરાં ‘ મા ! મને બાઉ ’ કરીને લાડવા માટે માગણી કરતાં હતાં. કેટલીક સ્ત્રીઓ ‘ અલી, આ સાડી મેં નાત હોવાથી કાલે લેવરાવી અને નાત તો આવી નીકળી.’ ‘અલીઆ મેં તો કાલનો અપવાસ કર્યો હતો. અને રોટલાને છાશ ખાવાનાં આવ્યાં. ’ વગેરે વાતો કરતી હતી અને કેટલાક યુવાનો પંડિતજીની ઠેકડી કરતા હતા. કોઈ કોઇ તો પંડિતજીને નાત બહાર મુકવાની વાત પણ કરતું હતું.

પીરસણીઆ પીરસતા જાય ને બોલતા જાય ‘ ચક્રમ્ તમારે ’ ‘ તક્રમ્ તમારે ’

પંડિતજીને નાત બહાર મુકવાની કોઇની હિંમત ન ચાલી કારણ કે મારો સ્નેહી વર્ગ એમના પક્ષમાં થઇ ગયો હતો. તેમની દલીલ એ હતી કે પંડિતજીએ ઓછુ જ એમ કહ્યું હતું કે હું અમુક

પારંગત થઇને જે જ્ઞાન મેળવ્યું છે તેણે અમને આપને માટે ખરે-ખરૂં આદર અને માન ઉત્પન્ન કર્યાં છે.

હે વિપ્રદેવ ! અભ્યાસ છોડયા પછી મોટી વય સુધી આપે આનંદ સૃષ્ટિમાં વિહરવાનું ચાલુ રાખ્યાથી આપના પિતાશ્રીએ આપને પદપ્રહાર પૂજનથી ઘરની બહાર ફગાવી દીધા. તરતજ આપે નિરાશ ન થતાં કલેકટર સાહેબની કચેરીમાં જગત માત્રનું જીવન જે ચીજ ઉપર અવલંબી રહ્યું છે, તે ચીજ (પાણી) પાવાનો વ્યવસાય સ્વીકારી લીધો, તેની નોંધ ચિત્રગુપ્તને ચોપડે લેવાઇ છે.

પછી તો અસહકારનો યુગ આરંભાયો. ગાંધીજીએ સ્વતંત્રતાનાં રણશીંગાં ફુકયાં, અને સરકારી નોકરીઓ છોડી દેવાની સૂચનાઓ કરી. હે દેશભકત પંડિતજી ! વકિલોએ વકિલાત ના છોડી બારિસ્ટરોએ બારિસ્ટરી ન છોડી, લોકોએ અદાલતોને ન છોડી, છોકરાંઓએ સરકારી શાળા ન છોડી, મવાલ પક્ષનાઓએ ધારાસભામાં જવાની લત ન છોડી, પરંતુ આપના હૃદયમાં દેશદાઝનો એવો દાવાનળ સળગી ઉઠયો કે આપે આપના મહાન ઉચ્ચ અધિકારનો એક ધડાકાભેર ત્યાગ કર્યો અને ત્યાંથી મહાપ્રસ્થાન કર્યું. પછી મુંબાઇમાં આવી ગિરગામના એક છાપખાનામાં છાપું વેચવાની નોકરી અતિ ઉમંગ અને આદર સહિત આપે સ્વિકારી. હે સાક્ષરવર્ય પંડિતજી ! ત્યાં પણ તે બેકદર લોકોએ આપની ઉન્નત અને ઉજ્વળ કારકીર્દિની કદર ન કરી. એટલે આપ મોહમયીનો મોહ છોડી સ્વદેશમાં પાછા ફર્યા. આજન્મ પર્યંત હિંદના સંતાનોની સેવા કરવાનો આપે જે દૃઢ સંકલ્પ કરેલો તેથી આપે તરતજ આપને લાયકનું કામ શોધી કહાડયું. અનેક સુંદરીઓના રસાસ્વાદને હવે આપ સંતોષી શકો છો, અનેક પુરૂષો આપની કીર્તિનાં મુક્ત કંઠે ગુણગાન કરી રહ્યાં છે અને 'ચક્રમ પંડિત'નાં લાડકાં નામે સુરતનાં છોકરાંઓમાં આપે જે અક્ષય્ય કીર્તિ સંપાદન કરી છે તેનું માપ ટાવર આગળની તમામ કાછીઆઓની દુકાનનાં કાટલાંવડે જોખીયે તોપણ

નીકળી શકે એમ નથી. વાણીઆઓની નાતમાં જમણવારના સારા કે નરસા પ્રસંગોએ શાકભાજી વિગેરે પીરસવાને માટે માણસો જોઇએ છીએ અને તે ઉત્તમ સેવાભાવનું કાર્ય હોઈ આપે તેનો સ્વીકાર કર્યો છે. આપનાં અન્ન પાણીનો બંદોબસ્ત મોટે ભાગે પારકે ઘેર થતો હોઇ આપને જે દ્રવ્ય મળે છે તેનો આપ યથાર્થ ઉપયોગ કરી રહ્યા છો. સાદાઇના આ જમાનામાં આપે આપનાં ધર્મપત્ની શ્રીમતી ચંડિકાદેવીને સારી રીતે કરકસર કરતાં શીખવાડયું છે. એક મહિને માત્ર અઢી શેર ઘી અને બશેર તેલ વડે ગૃહસંસાર ચલાવવો એમ આપનું સખ્ત ફરમાન છે. કોલસા, લાકડાં બળતણ, મરી મસાલો, છાલોપાલો, વસ્ત્રવૈભવ એ સર્વમાં આપનાં પત્નીને આપે સખ્ત કરકસર કરતાં 'વૉન હિંડનબર્ગ' કે 'ત્રુંડન ડૉક'થી પણ વધારે કડક રીતે શીખવાડયું છે. આમ સખ્ત કરકસરથી મેળવેલ પૈસાનો આપ જે સદુપયોગ કરી રહ્યા છો તે જોઈને તો અમારાં કાળજાં પુલકિત થઇ રહ્યાં છે. મહાત્મા ગાંધીજીનો સિદ્ધાંત છે કે પરદેશી માલ બાળી નાખવો. આપે એ સૂત્રને પુરેપુરૂ હાથમાં લઈ વિલાયતી સિગારેટોને મોઢા પર મુકી તે પુરેપુરી બાળી નાખવાનો દૃઢ સંકલ્પ કર્યો છે અને એ કાર્ય આજે લાંબા વખતથી આપ કરી રહ્યા છો તેમજ આપની કમાણીનો મોટો ભાગ એ શુભ કાર્યમાં ખર્ચી રહ્યા છો તે સ્તુત્ય છે!

સાહિત્યના ક્ષેત્રમાં પણ આપના પાંડિત્યનો પાર નથી! 'અમાવાસ્યાનો ચંદ્ર,' 'ચંડિકાનું ચંદ્રગ્રહણ' 'મ્હારી ગૃહરાણી' 'દેહલગ્ન કે સ્નેહલગ્ન' વિગેરે દિલ બહેલાવનારાં નામોવાળાં અનેક સફળ પુસ્તકોના વિજયી લેખક તરીકે આપે નામ કહાડયું છે. આપની કીર્તિનો ડંકો આખા સહરાના રણમાં અને આટલાંટિક મહાસાગરમાં વાગી રહ્યો છે. સસ્તુ સાહિત્ય કેમ આપવું એની કળા તો કેવળ આપજ જાણો છો! 'શરદકુમાર' નામના આમના મહાન નામાંકિત ગ્રંથની બારસોનેદસ પાનાંવાળી પ્રતો દોઢ ઢબુમાં દોઢપાઈ

ઓછીએ **ભવાનીપુરાના મોતીલાલ મમરાવાળાને** આપે વેચેલી. **સસ્તા** **સાહિત્ય** પ્રત્યેનો આપનો પ્રેમ અદ્દભૂત અને અવર્ણનીય છે એમાં શંકાને સ્થાનજ નથી. થોડાકજ વખતપર આપનાં પત્નીને કરકસરના સિદ્ધાંત શિખવાડવા જતાં આદર્શ સ્મૃતિકાર **મનુમહારાજના** પરમ પવિત્ર સિદ્ધાંત **यत्रनार्यस्तुपूज्यन्ते रमन्ते तत्र देवताः** મુજબ ચતુર્દશ રત્નથી તેમની પૂજા કરી તે વખતે આપના જોસ અને શૌર્ય આગળ **નાદિરશાહ કે તૈમુર લંગડો** પોતાની કાખ લાકડી છોડીને ભાગી જાય એવો પ્રસંગ આવી લાગ્યો હતો. નિર્દય **નીરો** આપના અદ્દભૂત પરાક્રમ આગળ પાણી ભરે તોપણ ઓછું હતું. આખી દુનિયાના કમનસીબે આપનાં સુશીલ અને સ્નેહાળ ભાર્યાના સંબંધીઓએ આપનાપર અસહકારના સિદ્ધાંતને વિસરી જઈને ન્યાય મંદિરમાં ફરિયાદ માંડી, અને આપે એક આદર્શ અસહકારીની જેમ વકીલ **બારિસ્ટર** ન રોકતાં, આપનો કેસ લુલો થવા દીધો, અને એ પ્રશંસાજનક કાર્ય સાબીત થવા દીધું. આપને ઘાતકીપણાને માટે અનાડી **માજીસ્ટ્રેટે** ૭ માસની શ્રીકૃષ્ણજન્મનિવાસની શિક્ષા કરી. આજરોજ સબ્હારે તે મુદ્દતની પૂર્ણાહુતિ થતાં આપને છોડી મૂકવામાં આવેલા હોઇ, તેની ખુશાલીમાં હમોએ આ માનપત્ર આપને સમર્પણ કર્યું છે. તે અર્પણ કરીને અમે જેમ કૃતકૃત્ય થઈએ છીએ, તેમ આપ પણ તેનો સ્વીકાર કરીને કૃતાર્થ થાઓ, એવી અનેક શુભેચ્છાઓ સહિત અમે અત્રેજ વિરમીએ છીએ. અસ્તુમિતિ સન ૧૯૨—ના શ્રાવણ સુદી સોમવતી અમાવાસ્યા ને શુક્રવાર.

સહી દસ્કત **ન્હારૂશંકર વજેરામ પંડિત.**

ડી. બી. યુ× અને બીજા ૧૮૧ જણાઓ.

*

**માનપત્ર વંચાઈ રહ્યા પછી સભામાં ભારે ઘોંઘાટ થઇ રહ્યો અને તોફાન વધી પડયું.**

---

×(Doctor of Broken Umbrella ભાંગેલી છત્રીના દાકતર)

' નટવર! આ મુર્ખાઓના સંઘમાં આપણે ક્યાં ફસાયા !' પંડિતજીએ કહ્યું.

' ચાલોને, આપણે ગચ્છંતિ કરી જઇએ. બીજું શું !'

અને એ તોફાની વાતાવરણમાંથી હેમક્ષેમ નીકળી આવવા માટે અમે પ્રભુનો પાડ માન્યો.

*

# પાપડનું કારખાનું

*

'પણ તારી દુકાને પાપડ કેટલા ખપે છે?' પંડિતજીએ પૂછ્યું.

મ્હારા બનેવીને માટે મ્હેં મસાલાની દુકાન કાઢી હતી. બનતા સુધી નોકરી ન કરાવવી પણ નાનો મોટો કોઇ પણ ધંધો કરાવવો એવો મ્હારો વિચાર હતો એટલે એ લાઇનનો અનુભવ લેવરાવીને એમને પી. નટવરલાલ મસાલાવાલાના નામથી દુકાન કરાવી ધંધો કરાવવા માંડયો હતો. પંડિતજી એક દિવસ દુકાન જોઇ આવ્યા હતા. શરૂઆત પણ ઠીક હતી અને દુકાન ઠીકઠીક ચાલતી હતી એટલે પંડિતજીને પણ કંઇક ભાવ થઇ આવ્યો. નાનાં છોકરાંને મીઠાઇ જોઇને મોઢામાં પાણી આવે તેમ પંડિતજીને પણ ધંધાની વાતને નામે મોઢામાં પાણી આવતું.

' મહિને દહાને દસબાર મણુ વેચાય. ' મ્હેં જવાબ આપ્યો. ' કેમ પૂછવું પડયું ? '

' કારણુ વગર કૈં પૂછાય છે! જોને, મ્હને એક વિચાર સુઝયો છે. '

' શો ? '

' આપણે પાપડનું કારખાનું કાઢીએ. '

' શી રીતે ? અમે લાવીએ છીએ તેથી સસ્તાને સારા બનાવાશે ? '

' હારે ! એમાં શું ? મ્હારી વાત સાંભળીશ તો તારી ખાતરી થયા વિના નહિ રહે. '

'જો આપણે જેવા તેવામાં હાથ નાખતા નથી. '

' તે તો હુંયે ક્યાં નથી જાણુતો. '

' આપણે પાપડ બનાવીશું મશીનથી. '

' મશીનથી ?'

' હા ભાઇ ! હા. મશીનથી. મોટાં મોટાં મશીનથી. એ સિવાય કૈં સસ્તા પડે ! હાથના કામમાં ને સંચાના કામમાં એજ મોટો ફેર છે ને ! માલ જથાબંધ થાય છતાં સસ્તો પડે. '

' પણુ કેવા મશીનથી બનાવશો ? '

' તેં કાગળનું કારખાનું જોયું છે ? '

' કાગળની મીલ તો જોઇ છે. '

' એના સંચા ધ્યાનમાં આવે છે ? '

' હાસ્તો. '

' એવાજ સંચાથી પાપડ બનાવી શકાશે. એક બાજુ મગ અને અડદ મશીનમાં નંખાય ને બીજી બાજુએ ખાસા મઝાના પાપડ તૈયાર થઇને નીકળે. '

' પણ શી રીતે ? '

પંડિતજીનું ભેજું જબરૂ ફળદ્રુપ હતું એમણે કોણ જાણે કેવીયે ગોઠવણ કરી રાખી હશે !

' જોને સૌથી પહેલાં તો એક મશીન અડદને મગ ભરડશે, બીજુ છોતરાં જૂદાં પાડશે. ત્રીજુ દળશે. બીજી બાજુ ખારો ઉકાળાશે.

' ખારાનું પાણી, મીઠું, તેલ, લોટ બધુ એક મોટા સંચામાં એકઠું થશે '

' પણ એનાં ગુલ્લાં શી પડશે ? '

' તું તો હજી ગાંડોજ રહ્યો ! કાગળનો માવો તૈયાર થાય છે તેમ પાપડનો માવો તૈયાર થશે. અને પછી એ પ્રવાહી રૂપેજ પેલી પીત્તળની જાળી પર પથરાશે અને ધીરે ધીરે રોલરોના દાબમાં જતો જશે. એવા અનેક રોલરોમાં દબાતો દબાતો એ છેલ્લા મોટા રોલર પર દબાશે '

' પણ એતો પાપડનો વીંટો થયો. '

' અને એમાંથી એક સંચામાં જઇને સરખા માપના ગોળ પાપડ કપાશે. બાકીનો કચરો વધશે તે પાછો માવામાં જશે. '

' પણ જીરૂ અને મરી ? '

' એયે સાફ થઈને માવા ભેગાંજ છોડવામાં આવશે એટલે તારા પાપડને ટક્કર મારે એવા પાપડ તૈયાર થશે. '

' એ હિસાબે તો સસ્તા પડે ખરા પણ એમાં શરૂઆતનો ખરચ ખુબ કરવો પડે. '

' એને માટે યે જોગવાઇ કરીશું. આપણે એની લીમીટેડ કંપની કાઢીશું. '

' નારે ના ! એ જમાનો ગયો. હવે લોકોને એમાં શ્રદ્ધા નથી રહી. '

' ત્યારે ચાર છ ભાગીદાર મળીને કાઢીએ. બોલ તું ભાગી-દાર થશે ? '

' તમે બીજા ભાગીદાર તો શોધી કાઢો. ખુટતો વધતો મ્હને ગણજો '

' ભલે ભાઈ ! પછી કહેશો મ્હને પૂછ્યું નહિ ! '

' પણ હું કયાં ના પાડુ છું ! '

આ વાત થયા પછી પંદરેક દિવસ પંડિતજીએ ખુબ પ્રયત્ન કર્યો પંણ જોઈતી મુડી રોકનારને અભાવે એમને ઘણી દિલગીરી સાથે આ યોજના અભરાઈ પર મુકવી પડી છે !

અનુકૂળ સંજોગો મળ્યે એમની એ યોજના અમલમાં મુકવાનો વિચાર હજી પણ કાયમ છે.

*

# પ્રાણશંકર પંડિતજીનું એક મહા પરાક્રમ

*

'અધમ સંગતિ વંધ્યા રહેતી નથી.' એ અનુભવ વાક્ય ખરૂં છે. અક્ષરે અક્ષર. પંડિતજીને એવા પણ એકાદ બે સજ્જન સાથે પ્રસંગ પડેલો. મ્હારે અને તેમને અનેક વિષયો વિષે ચર્ચા થયેલી અને એકાદ વખત તેમાં તેમને કાંઇક ખોટું લાગેલું. નદીનો પ્રવાહ પોતાના માર્ગમાં આડ નડે તો બીજો માર્ગ લે છે તેમ પંડિતજીના મ્હારા પ્રત્યેના સ્નેહ પ્રવાહનું યે બનેલું.

એ એમના સ્નેહી મિત્રોએ એમને સ્હમજાવેલા કેઃ

'વશ નારીને કરવી જો ધારો,
ગોખી રાખો સરસ આ ધારો
મારો બુધેથી માર. + + '

અને પંડિતજીના ભેજામાં કોણ જાણે કેમ એ સુત્ર ઉતરી ગયેલું તેથી જોકે શ્રીમતિ કાલિકાદેવી જેવાં સ્નેહલગ્નનાં પત્ની તેમને પ્રાપ્ત થયેલાં તો પણ તેઓ ઉપરની શિખામણનો પ્રયોગ તેમના ઉપર કોઇ કોઇ વાર કરતા.

એક વખત તો મ્હેં તેમને ગણગણતાં સાંભળ્યા હતા કેઃ

'કોઈ કહેછે રે કોઈ કહેછે કે બુધે જાર બાજરી, ને બુધે નાર પાધરી,
'તો મ્હારે ઘેર છે વાંદરી, બસ તેને કરશું પાધરી.'

એક મિત્ર તરીકે મ્હેં એમને ઘણીએ વાર સ્હમજાવેલા પણ એ બધું પત્થર ઉપર પાણી જેવું હતું. મ્હેં જાણ્યું કે એમની એ ધૂન છે અને ઘણી વખત ધૂન ઝાઝો સમય ન ટકતાં પાંચ પંદર દિવસમાં મટી જાય છે તેમ એમના પ્રસંગમાંયે બનશે એમ મ્હેં માનેલું અને મ્હને માનવાને પણ સબળ કારણ હતું કારણ કે શ્રીમતિ કાલિકાદેવી એમનું એ પ્રકરણ ઝાઝું ચાલવા દે એવું ન હતું. એ જો ધારે તો—પણ અલબત એ બીજાં પતિપરાયણ નારી રત્નો માફક આવી બાબતો ધારતાંજ ન હતાં—પંડિતજીને પાંદડે પાણી પાય અને હથેળીમાં નચાવે !

એક દિવસ પંડિતજીની ઓરડીમાંથી ડુસકાંનો સ્વર આવ્યો તે સાંભળીને દરેક પરોપકારી માણસનું હૃદય દયાથી છલકાઇ ઉઠે છે તેમ મ્હારૂં હૃદય છલકાઇ ઉઠયું. નારી સન્માન જેના હૃદયમાં ન હોય તેને કાંઇ માણસ કહેવાય ! અને પરોપકાર જેવો સદ્‌ગુણ જેનામાં ન હોય તેનો અવતાર એળે ગયો. ધારો કે તમે રસ્તામાં જતા હો અને એકાદ મુર્ખ ગાડીવાળો ગાડીમાં બે ખાંડીનો પત્થર ભરી બળદને મારતો હોય, એકાદ ઘાટી કે કામાઠી દારૂના

દોરમાં પોતાની સ્ત્રીને ફટકારતો હોય, અને પેલી પોકેપોક મુકીને રોતી હોય, એકાદ વડીલ છોકરાને સોટી ઉપર સોટી ફટકારતો હોય અને બાળક ચીસોચીસ પાડતો હોય, તો કયા માણસના હૃદયમાં પરોપકાર વૃત્તિ અને દયા નહિ ઉભરાય ! પણ કોણ જાણે કેમ પંડિતજીના હૃદયમાં બીજાને માટે દયાનો સંપૂર્ણ ભાવ હોવા છતાં શ્રીમતિ કાલિકાદેવી માટેજ અભાવ હતો. એ વિરોધાભાસ અલંકારે એમના હૃદયમાં કેમ અને કઈ રીતે વાસ કર્યો તે તો કોઇ અલંકારિકજ કથી શકે. એ ડુસકાં સાંભળતાંજ મ્હારા નેત્ર સમક્ષ એક ચિત્ર ખડું થયું. પંડિતજી પોતાનું રૌદ્રરૂપ ધારણ કરી હાથમાં નેતરની સોટી કે આડુ અવળું જે આવ્યું તે લઇને ઉભા હશે અને શ્રીમતિ સ્હામે મ્લાન વદને રોતાં રોતાં પટકાઇ પડયાં હશે.

આવે પ્રસંગે પંડિતજીને કાંઇ કહેવા જવું એ સરિઆમ મૂર્ખતા હતી. તેઓ માનશે એ માનવું ભૂલ ભરેલું હતું કારણ તેઓ માને એ વાતજ અસંભવિત હતી. એમને માટે મ્હેં બીજોજ રસ્તો લેવા વિચાર કર્યો.

‘ સુમન ચાલ આવતો ’ એમ કહી મ્હેં મ્હારી સુમનને બોલાવી.

‘ કેમ, શુ છે ? ’ તેણે પૂછયું.

પંડિતજીનું કલ્પનાચિત્ર મ્હેં તેને જણાવ્યું અને તેને હવે પછી શો ભાગ ભજવવાનો હતો તે સ્હમજાવ્યું. દરેક પતિપરાયણ પત્ની આવે પ્રસંગે જેમ વર્તે તે મુજબ વર્તીને તેણે હા પાડી.

મ્હેં તરતજ બારણાં બંધ કર્યાં અને એક ગાદલુ વચ્ચે નાખ્યું ખૂણામાંથી નેતરની સોટી લીધી અને ફડાફડ પેલા ગાદલામાં મારવા માંડી. તેની સાથે સુમને પોતાનું કામ શરૂ કર્યું ‘ ઓ મારા બાપરે ! મરી ગઇરે ! ’ કરીને છુટે મોઢે રોતી હોય એમ દેખાવ કર્યો. બૂમા બૂમ અને ધમાલથી આખી ઓરડી ગાજી રહી.

‘ નટવરલાલભાઇ ! આ શું કરો છો ! ’ અમારી પાડોશનાં

નન્દન બ્હેનનો અવાજ આવ્યો, ' નટવર, બારણું ઉગાડ ' અમારા સ્નેહી જયન્ત બોલ્યા ' મી. પટેલ ! આ શું કરો છો ?' 'Open please ' ' પટેલ ! આમ ઇડીઅટ કેમ થાવ છો ? ' ' સુમન બ્હેન ! બારણું ઉઘાડો તો ' વિગેરે ચિર પરિચિત સ્વરો કાનપર અથડાયા અને બારણા ઉપર ઠોકાઠોક વધતી ચાલી.

ગાદલા ઉપરના સપાટા પણ વધતા ચાલ્યા અને સુમને પણ પોતાનો પાર્ટ આબાદ ભજવ્યો. ઠોકાઠોક વધી પડી એટલે મ્હે ઠંડે કલેજે બારણુ ઉઘાડયું. બધુ ટોળુ અંદર ઘુસ્યું. મ્હારો ચ્હેરો શાંત હતો અને સુમન ખડખડાટ હસતી હતી. મ્હેં ખુલાસો કર્યો કે એ બધાંયે સજ્જડ ભૂલ કરી હતી. હું મ્હારૂં ગાદલું સાફ કરતો હતો. કચરો ખૂબ ભરાગો હતો. અને બૂમાબૂમ જોડેની ઓરડીમાં થઇ હતી. એ બૂમ બરાડા કાલિકાદેવીના હોવા જોઇએ. પંડિતજીની છાની છપની વાતો બહાર આવેલી તેથી અને સુમન તથા કાલિકાનો સ્વર ઘણો ખરો મળતો આવતો હોવાથી મ્હારો ખુલાસો સેંકડે પંચાણુ ટકા સાચો મનાયો અને સર્વેયે પંડિતજીના બારણા તરફ વળ્યા.

બારણાં ઉઘડયાં અને કાલિકાદેવીનો રડમસ ચ્હેરો નજરે પડયો તે તેમનો અંગુઠો પંપાળતાં હતાં અને ફુંકો મારતાં હતા. પંડિતજી એક બાજુ શાન્ત ઉભા હતા અને તેમના ચ્હેરા ઉપર ગુસ્સાનું એક પણ ચિન્હ ન હતું. મ્હેં આટો બાફયો કે શું ? એવી શંકા મ્હને થઇ પણ હવે તો સઘળુંયે સાંગોપાંગ પાર પાડવામાંજ મઝા હતી.

'પંડિતજી, આતે તમને છાજે !' હું એટલું કહું એટલામાં તો અનેક જણ અનેક વેણ વદવા મંડયા અને બૈરાં મંડળ કાલિકા દેવીને આશ્વાસન આપવા લાગ્યું. પંડિતજીનો ખુલાસો કોઇએ સાંભળ્યો નહિ. પંડિતજીની ક્રુરતા ઉપર સર્વેને તિરસ્કાર આવ્યો.

અર્ધો કલાક સુધી અનેક વાટાઘાટ થઇ અને પંડિતજીને તેમની આ વર્તણુક બદ્દલ સર્વેએ ખૂબ ઉપાલંભ આપ્યો. કેટલાકે તેમને ખૂબ બનાવ્યા. 'નબળો માંડી બૈરાપર શુરો' 'પંડિતજી, તમે તો પરાક્રમ કર્યું' 'આમ તે કરતા હઇશું!' 'ભલામાણસ! આમ સાવ શેકયો પાપડ ભાગવાની વાતપર શે આવી જાવ છો?' 'ઉર્હુનું ઓસડ ઘોકા કે? જરા વૈદને તો પૂછવું હતું?' વિગેરે અનેક વાકયો મ્હારી ઓરડીમાં બેઠા બેઠા મ્હારે કાને અથડાયાં. પંડિતજી પણ કાંઇક સમજ્યા. તેમના ખુલાસા બરાબર મનાયા નહિ અને આ બધુ તૂત મ્હેં કર્યું એવું એમના દિલમાં વસ્યું.

પણ એમાં મ્હારો શો વાંક? મ્હેં તો એમના ભલા માટે બધુંયે કરેલું. હું શું જાણું કે કાલિકાદેવીનો હાથ બારણું બંધ કરતાં દબાયેલો અને તેથી અંગુઠો સુઝી ગયેલો. આંખનાં આંસુ ને ડુસીયાં એઉ એ દરદને લીધે હતાં કે એકાદ કલાક પહેલાં પંડિતજીએ જગાડેલાં 'વરણ' ને લીધે હતાં તે મ્હને કેમ ખબર પડે, આપણે તે કાંઇ પરમેશ્વર છીએ કે બધી વાતો આગળથી જાણી શકીએ? અને આગળથી જાણતા હોય તોયે શું? થનાર વાત થયે જાય છે, તમે જાણો કે ન જાણો? સહદેવ જાણતો પણ શું કરી શકતો? જન્મેજયે જાણ્યું તોયે કપાળે કોઢ થયો. થવા કાળ આગળ કોણ ડાહ્યું છે?

ઘડીઆળનું લોલક એકબાજુ જઇને પાછું બીજી બાજુ જલદી જાય છે તેમ આ બનાવથી પંડિતજીનો રોષ એકદમ વધી ગયેલો એટલે મ્હેં માન્યું કે હવે તરતજ મ્હારી સાથે સારો બનાવ રાખશે અને બન્યું પણ એમજ. એ દિવસમાંજ અમે પાછા અમારા અસલ સંબંધ ઉપર આવી ગયા. રોજ ગાડીમાં સાથે જઇએ એટલે એક દિવસ એવો પ્રસંગ આવી ગયો અને કોણ જાણે કેમ તેમનું મન પણ મ્હારા તરફ ઢળેલું એટલે કે મનોમન સાક્ષી છે, એ ન્યાયે અથવા બીજા કોઇ કારણે તેઓ મ્હારી સાથે મોકળે મને ગપ્પે ચઢયા અને પોતાની આ ટેવ માટે પણ ખેદ દર્શાવ્યો.

દરેક વખત બતાવતો તેમ આ વખતે પણ મ્હેં એમને એમાંથી છુટવાનો માર્ગ બતાવ્યો. હાથ વાપરવા કરતાં જીભ વાપરવી અને ગુસ્સો કાબુમાં રાખુમાં રાખવો. અનેક ધમકી આપવી વિગેરે.

એનો અમલ પણ તરતજ થયો.

બે દિવસ પછી એક વખત પંડિતજીએ 'ધરણુ' ધાલ્યું. ચોમાસાના દહાડા હતા અને એમને ઢોકળાં ખાવાં હતાં. એ દહાડે અજીર્ણ થાય તો ભારે પડે અને કઠોળ પચવામાં ભારે તેથી કાલિકાદેવીએ તે કર્યાં નહતાં. સવારમાં પંડિતજી મ્હારી સાથે કામસર બહાર આવ્યા હતા. તે ઘેર આવતાં જ્યારે એમનો ઢોકળાંનો પ્રોગ્રામ ઉડી ગયાની વાત સાંભળી ત્યારે તેમનો ક્રોધ સાધારણ હદ કૂદાવી ગયો.

પણ ક્રોધ કરીને કાંઈ બોલતા પહેલાં મનમાંજ એકથી દસ સુધી બોલી જવાનું મ્હેં એમને કહેલું તેનો અમલ કરી એમણે તરતજ તેને તેજ ઘડી ઢોકળાં કરવાનો હુકમ આપ્યો. સારાં ન થાય તો ભલે પણ ઢોકળાં થવાંજ જોઈએ.

અને કાંઇ કાલિકાદેવીનો છુટકો થાય ! તેમણે ઢોકળાં કર્યાં પણ તે કાંઈ સારાં હોય ! પંડિતજી તો ખાતા જાય અને બબડતા જાય !

'બસ આજે તો હું કાંઈ નવાજૂની કરવાનો. સાંજ પહેલાં કાંઇક ન કરી બતાવું તો મ્હારૂં નામ પ્રાણશંકર નહિ !' આ અને આવી અનેક ધમકીઓ પંડિતજીએ શ્રીમતીને આપી. વાતનું વતેસર થતું જોઈ શ્રીમતી પણ ગભરાયાં.

પંડિતજીએ ઢોકળાં પેટભરીને ખાધાં હતાં અને અધુરામાં પુરાં તે બરાબર નહિ થયેલાં તેથી તેમજ ચોમાસાના દિવસ હોવાથી પેલી દક્ષિણી કહેવત ' ભટ્ટ જેઉની તર્ટ્ફ ફુગલે. ઘરે જાઉની સ્વસ્થ નીજલે, બાયકો હ્મણે કા નિજલે ? હર્ટ્ રાંડ માઝા પોટ ફૂગલે !' મુજબ પંડિતજીચા પોટ ફૂગલા, ચાર પાંચ વખત તેમણે જાજરૂની મુલાકાત

લીધી અને શરીરમાં અસ્વસ્થતા આવી, પણ કામના દબાણને લીધે એમનાથી ઘેર જવાય એમ હતું નહિ.

કોઈએ કહ્યું કે ' જાયફળ ખાવ. મટી જશે ! એટલે **પંડિ-તજીએ** જાયફળ મંગાવ્યા અને બેત્રણ જાયફળ ખાઈ ગયા. એની અસર આબાદ થઇ. ઝાડા બંધ થયા પણ પેટમાં કચરો તો રહી ગયો. સોપારી એલચી, કોથમરી, ઝાડુ ને તબેતાનું **શ્રીમતિએ** બે દિવસથી ' બજેટ ' આપી રાખેલું એટલે તે ખરીદવા સાંજના બહાર ગયા. ભૂલેશ્વરથી ચર્ની રોડ જતાં સાડાઆઠની ગાડી ચુકયા. મલાડ જવાને સવાદશ વાગ્યે ગાડી જતી. તે પહેલાં એક અંધેરી લોકલ જતી હતી. સ્ટેશન પર બેસવા કરતાં ગાડીમાં બેસવું સારૂ અને ચર્ની રોડ કરતાં અંધેરી ઠીક, કરીને પંડિતજી ગાડીમાં બેસી ગયા. કુદરત કુદરતનું કામ કર્યે જાય છે, એટલે ચોમાસાના દિવસોમાં વરસાદ પડે તેમાં નવાઇજ નહિ. વરસાદ પડવો શરૂ થયો અને પંડિતજીને જાયફળનું ઘેન ચઢવા માંડયું. હમણાં અંધેરી આવે એટલે જાગું છું, કરીને પંડિતજી સુઇ ગયા. સુતા તેવા ઉંઘ્યા. ઘણીએ વખત ધોળે દહાડે હું મલાડ ઉતરવાને બદલે બોરીવલી ખેંચાઇ ગયો છું. તો આતો કાળીરાત હતી. અને પંડિતજીએ જાયફળ ખાધાં હતાં. એટલે એ કયાં ખેંચાઈ જશે એ કેમ કહી શકાય ?

પંડિતજી રોજ સાડાઆઠે ઘેર આવતા એટલે શ્રીમતિએ એમની રાહ જોવા માંડી હતી. સાડા આઠ થયા, નવ થયા. પણ પત્તોજ નહિ. એતો બિચારાં ગાભરાં ગાભરાં મ્હારી પાસે આવ્યાં. 'નટવરલાલ ભાઇ, હજી એ આવ્યા નથી. શું થયું હશે ? '

' હમણાં આવશે. ' મેં કહ્યું.

' પણ નવ વાગ્યા. '

' કાંઇ ગયા હશે. સાડા નવની ગાડીમાં આવશે. '

થોડી વારમાં સાડા નવ થયા. પોણાદસ થયા. સાડા નવની ગાડીમાં જયન્તિલાલ આવ્યા પણ પંડિતજીનો પત્તો નહતો **શ્રીમ-**

તિની અમને દયા આવી. પંડિતજીએ કાંઈ નવા જૂની કરી હોય તો તો એ બિચારાં રવડીજ જાયને! એમના ભાઈ સુરત હતા, એમને ખબર આપી હોય તો સારૂં. શ્રીમતિનું પણ એજ કહેવું હતું. મ્હેં જયન્તિલાલને કહ્યું તેમણે લાગવગ લગાડી અને સુરત તાકીદનો તાર કર્યો. સુરત સ્ટેશનપર એમના કાકાના દીકરા હતા. તેમને ખબર આપી એટલે શ્રીમતિના ભાઈ કૃષ્ણલાલ કાઠિયાવાડ એક્ષ્પ્રેસમાં રવાના થાય એવી એમણે ગોઠવણ કરી. કૃષ્ણલાલ સ્ટેશનની નજીકજ રહેતા હતા એટલે એકાદ કલાકમાં તો સ્ટેશનનો પોર્ટર તારનો જવાબ પણ અમને આપી ગયો. તે કાઠિયાવાડ એક્ષ્પ્રેસમાં નીકળી બોરીવલી ઉતરી સવારમાં આવી પહોંચશે એમ લખ્યું હતું.

અગીઆર થયા પણ પંડિતજીનો પત્તોજ નહિ. અમે શ્રીમતિને દંડાં પાડયાં. એમની આંખમાંથી શ્રાવણ ને ભાદરવો વહ્યે જતા હતો. એમનો પ્રેમ પંડિતજી ઉપર અથાગ હતો. તેઓ પંડિતજીનું વૈમનસ્ય હોવા છતાંયે તેમના ઉપર મરી ફીટતાં હતાં. સ્નેહલગ્નની સુંદરી પતિને પ્રભુ ગણી જીવનપંથ ઉજાળતી હોય એવામાં એકાએક જીવનજ્યોતિ બુઝાય તો તેની શી દશા થાય! મ્હને કવિતા લખતાં આવડતી હોત તો તેજ વખતે એકાદ સુંદર કાવ્ય લખી નાખત. છતાંએ મ્હેં આડી અવળી, ન્હાનાલાલ કવિની શૈલીમાં આંદોલનની થોડી ઘણી લીટીઓ લખી કાઢી હતી. એ વિષયમાં વિદ્વાનોનો એવો અભિપ્રાય પડયો હતો કે એ પંક્તિઓ અપ્રતિમ સુંદર અને મનમોહક હતી પણ તે કોણ જાણે કેમ ડાબે હાથે મુકાઈ ગયેલી તે આ લખતી વખતે જડીજ નહિ. ખરૂં છે કે–'ભલાનું મૃત્યું વહેલું.' એ ભલી લીટીઓ પણ વહેલી મરી ગઈ.

મ્હેં અને સુમને શ્રીમતિને ઘણું આશ્વાસન આપ્યું. હૃદય ઘવાયું હોય ત્યાં દવાના મલમ પટા કરતાં વાણીની મીઠાશ વધારે કામ કરે છે. ચિંતામાંને ચિંતામાં શ્રીમતિને ઉંઘ પણ ન આવી.

રાત્રિ વહી ગઈ પણ પંડિતજીનાં દર્શન ન થયાં. સવારના છ વાગ્યા, સાડા છ થયા પણ પંડિતજી શાના દેખાય! પોણુસાતે

કૃષ્ણુલાલ, તેમનાં પત્ની મનોરમા વિગેરે આવી ગયાં. તે પણુ અમારી વાતો સાંભળી દિંગ થઇ ગયાં. મ્હેં જયંતિલાલને પંડિતજીની તપાસ કરવા મુંબાઇ મોકલ્યા. કે કાલે કેટલાવાગે તેમણે ઓફિસ છોડી.

આવે પ્રસંગે સ્ત્રીવર્ગની હિંમત ઘણી ઘટી જાય છે અને પંડિ-તજી જેવા પ્રેમાળ પતિ ગુમ થઇ જાય તે શ્રીમતિને કેમ ન લાગે? અને બ્હેનનું દુઃખ જોઈ કયા ભાઈનું દીલ ન દુઃખાય? આખા ઘરમાં રોકકળ થઇ રહી.

આઠ વાગ્યા, સાડા આઠ થયા પણુ કોણુ આવે!

છેક પોણાદસ વાગે પંડિતજી પધાર્યા. ભીમ પાતાળમાં ગયેલો તે બારમાનું શ્રાદ્ધ સરાવતાં પહેલાં આવેલો જોઇ પાંડવોને જેટલું આશ્ચર્ય થયું હશે તેથીયે વધારે નવાઇ અમને પંડિતજીને જોઇને લાગી.

કૃષ્ણુલાલે અને બધાયે પંડિતજીને ઉધડા લીધા અને પંડિતજી પણ શરમના માર્યા કાંઇ બોલી ન શકયા.

તે દિવસે એમણે પ્રતિજ્ઞા લીધી કે હવેથી હાથ ઉપાડવો નહિ.

પાછળથી એમણે એમનું દાસ્તાન મ્હને કહેલું કે, ' નટવર, અંધેરી કયારે આવ્યું તેનીયે મને ખબર ન રહી. જાયફળનું ઘેન અજબ પ્રકારનું અને તેમાંયે વરસાદ પડે એટલે પૂછવું શું? હું ઉંઘી ગયો અને એ ગાડી કોલાબા ગઈ ત્યાં સુધી જાગ્યો જ નહિ. કોલાબે મને પોર્ટરે ઉઠાડયો ત્યારે. ત્યાંથી બાંકડાપર સુતો પણ કોઇક ઉઠાડયો તે બીજા વર્ગના ડબામાં જઈને સુતો ને ઉંઘ્યો તે એટલો કે એ ગાડી વિરાર ગઇ અને ત્યાં પહોંચી એટલે પોર્ટરે ઉઠાડયો ત્યારે ઉઠયો. અલબત તેજ ગાડીમાં હું મલાડ પાછો આવ્યો પણુ એટલા વખતમાં અહીં તો મારા નામની પોકો પડી ચુકી હતી. જીવતે જીવત મારા રાજીયાને છાજીયાંનો પ્રસંગ ગોઠવી દીધો હતો.'

કૃષ્ણુલાલના ઠપકાએ મ્હારા અનેક ઉપાય કરતાંયે પંડિતજી ઉપર ઘણી અસર કરી એમ હું પ્રત્યક્ષ જોઇ શકયો અને મ્હને તેથી આનંદ થયો.

*

# પોલકાની ઝાલર

*

કપડાં પહેરવાની બાબતમાં પંડિતજી જેટલું બેદરકાર ભાગ્યેજ હશે. ઘણી વખત ટોપી કે પાઘડીમાંથી તેમની ચોટલી બહાર ઉડતી હોય, બુટની દોરી પગ નીચે આવતી હોય અને કોટ કે જાકીટનાં બટન ખુલ્લાંજ હોય ! અથવા કોટનાં બટન જાકીટે પહેર્યાં હોય. એવી નાની વાતો તો જાણે સમજ્યા ! પણ એથીયે વાત આગળ વધી હતી.

એક દહાડો મ્હેં એમને ફરવા જવા બોલાવ્યા. રોજ સવારે હું અને મ્હારા એક સ્નેહી મલાડથી ગોરેગામ સુધી પગે ફરવા જતા. સવારના પોણાછએ ઉઠી કાંતો હું એમને બૂમ મારતો અથવા એ મ્હને બોલાવતા. બરાબર છ વાગે અમે ઘેરથી નીકળતા અને સાડાછએ ગોરેગામ પહોંચી ગાડીમાં પાછા આવતા. શિયાળાના દહાડા હતા અને છ વાગે તો અંધારૂ ઘણું રહેતું. પંડિતજીએ મ્હને સાંજે ખાસ કહી રાખ્યું હતું કે ફરવા જતા પહેલાં મ્હારે એમને

બોલાવવા એટલે બીજે દહાડે ઉઠીને મ્હેં બૂમ મારી. પંડિતજી રગવાયા રઘવાયા ઉઠ્યા અને માથે ફેંટો વીંટાળી બહાર પડ્યા. એમના બાપનો શોક હોય તેથી કે કોણ જાણે કાંઈ ધુન ભરાઇ હોય તેથી તે હમણાં હમણાં કોઈ કોઇ વાર ફેંટો બાંધતા.

શિયાળાની ટાઢ અને સન્હારનો પ્હોર, આજુબાજુ પક્ષીઓનો કિલકિલાટ અને ડુંગરાઓની પાછળ ધીરેથી વધતો જતો પ્રકાશ, એ બધી શોભા જોતાં અને માણતાં વખત જણાતો નહિ. કોઇ કોઇ વખત ગપ્પાં પણ ખૂબ હંકાતાં અને એટલો વખત કાઢવો તે જરાયે ભારે ન પડે એવી મઝા આવતી. રોજ જવાનું તે જાણે વાડી કે બગીચામાં ફરતા હોય એમજ લાગતું.

પંડિતજી આજે પ્હેલ વ્હેલાજ ફરવા આવ્યા હતા. રસ્તામાં કઇ કઇ જગ્યાએ તાર આવે છે કઇ કઇ જગ્યાએ લાઇન ઓળંગવી એ વિગેરેથી તે અજાણ હતા. એટલે અમે બે જણ આગળ ચાલતા હતા અને પંડિતજી પાછળ હતા અમારા હાથમાં લાકડી હતી પણ પંડિતજીને કહ્યા છતાંયે લાકડી લાવવી ભૂલી ગયા હતા.

વચ્ચે 'આઉટ સિગ્નલ'નો તાર આવ્યો અમે બેઉ જણે લાકડી ઠોકી પણ કોણ જાણે કેમ પંડિતજી ત્યાં ધબ્બાક્ દઇને પડી ગયા. સ્થૂળ શરીર ને પગમાં તાર ભરાયલા તે તેમનાથી જલદી ઉઠાયું નહિ. બીજી બાજુ છ દસની ગાડી ગોરેગામથી આવતી હતી. જલદી ન ઉઠાડીએ તો પંડિતજી મુવા પડ્યા હતા. જેમ તેમ કરી અમે ઉઠાડ્યા. અને એ ઉઠ્યા એટલે બહાદુર. ધીરે ધીરે ચાલ્યા.

ગોરેગામ આવ્યુ એટલે સવાર પડ્યુ. હું અને મ્હારા સ્નેહી તો પંડિતજીના મ્હોં સામે જોતા જઈએ ને હસતા જઇએ. પંડિતજીએ શ્રીમતિની સાડીનો ફેંટો બાંધ્યો હતો. અમને હસતા જોઇને તેમનો મિજાજ ગયો.

' નટુ, આમ શું ગધેડાની માફક ખડખડ હસે છે ? '

મ્હેં એમના ફેંટાનો છેડો પકડયો અને ખેંચ્યો. સાપ જોઇને કુદે તેમ એ જોઇને પંડિતજી કુદ્યા. તેમને તરતજ ભાન થયું કે પોતે ફેંટાને બદલે સાડી પહેરેલી છે!

એ વડોદરે હતા ત્યારે આવોજ એક કિસ્સો બનેલો. તેમના જ વર્ગમાં મારા કાકા અમથાભાઇની મણિ ભણતી હતી. તેણે એ વાત કરેલી.

રૂવાબ પડે તેથી પંડિતજી પાટલૂન પહેરીને શાળામાં જતા. એક વખત વર્ગનું કામ ચાલતુ હતુ અને પંડિતજી રૂવાબભેર પોતાની ખુરસી પર બેઠા હતા. ગણિતનો એક અઘરો દાખલો પાટીયા પર ગણવા એમને ઉઠવુ પડયુ. બધી કન્યાઓનું એમના તરફ ધ્યાન હતું એવામાં ધીરે રહીને પાટલુનની એક બાજુયે પોલકાની ઝાલર જેવું કાંઇક બહાર નીકળેલું મણિએ જોયું. તે ઉંચો નંબર રાખતી હતી તેથી આગલી હારમાં હતી. તેણે બીજી બે ત્રણ કન્યાઓનું એ તરફ ધ્યાન ખેંચ્યું.

આવું જોઇને કોઇનું હસવાનું માય ખરૂ? મોટા માણસ કદાચ મ્હોં ઠાવકુ રાખે પણ છોકરાંનું મ્હોઢુ જરા જેવુ હસવાનું જોઇનેજ છૂટ્ટુ થઇ જાય છે. એકે બીજીને ને બીજીએ ત્રીજીને બતાવ્યુ અને બધી કન્યાઓની નજર પોલકાની ઝાલર પર પડી. અને એ ઝાલર પણ જબરી. ધીરે ધીરે તે વધારે ને વધારે નીકળેય જતી હતી. થોડી વારમાં આખી બાંય બહાર દેખાઇ. ધોળુ બગલાની પાંખ જેવું પાટલુન અને તેવાંજ મોજાં તે બેની વચ્ચે પોપટીઆ રંગના રેશમી પોલકાની બાંય કેવી સુંદર શોભતી હશે?

આખા વર્ગને હસતો જોઇ પંડિતજીને નવાઇ લાગી, હિસાબ ગણીને તે ખુરશી પર બેઠા પણ કેમે કરીને કન્યાઓ હસતી બંધ રહેજ નહિ. તેમને નવાઇ લાગી અને એકાદ બેને ખખડાવવા વિચાર થયો. તે ઉઠયા અને જેવા એક બે પગલાં ભરે છે તેવીજ પોલકાની બાંય પગ તળે આવી અને આખુંયે પોલકું બહાર નીકળ્યુ. પંડિતજીની

એ વખતની સ્થિતિ ઉપર વિચાર કરવો મુશ્કેલ નથી. એતો ઠીક હતુ કે પાટલુનમાં પોલકુજ ભરાયુ હતુ પણ બીજુ કાંઇ ભરાયુ હોત તો ?

પંડિતજી ત્રણ ચાર ડગલા ખીંટીએ દહાડાના દહાડા સુધી ભરવી રાખતા અને કોઇ કોઇ દહાડો મરજી થાય ત્યારે પ્હેરીને જતા. એવીજ રીતે એક દહાડો એ ઉતાવળમાં ડગલો પહેરીને સ્ટેશને આવેલા અને ત્યાં એમના ખીસ્સામાંથી ઉંદરનાં બચ્ચાં નીકળેલાં એ મ્હને યાદ છે. આમને આમ કોઈ દહાડા બીલાડીનાં બચ્ચાં કે કુરકરીયાં પણ નીકળે ખરાં.

ટોપીની અંદરની બાજુ કરોળીઆનાં જાળાં બાઝતાં મ્હેં જોયાં છે પણ એ બધુ એક દહાડો મ્હેં એમને સ્હમજાવ્યુ તોયે એમના ધ્યાનમાં રહ્યુ નહિ.

એનો ઉપાય આખરે મ્હેં શોધી કાઢ્યો. પંડિતજીનાં કપડાં બાબત શ્રીમતિ ઝાઝી દરકાર કરતાં ન હતાં અને તે હું એક વાત ઉપરથી જ જાણી ગયો હતો. એમનો કોટ એક વખતે ફાટેલો અને તે ત્રણ ચાર દહાડે જેવો તેવો સંધાયેલો. મ્હેં તેમને પૂછ્યુંઃ

'પંડિતજી આ કોણે સાંધ્યું ?' અને કંઇક અભિમાન લેતા હોય એમ એમણે જવાબ દીધો કે 'મ્હેં' આટલા ન્હાના પ્રસંગ ઉપરથી હું એમના એ નવીન દાંપત્ય જીવનની, તેમજ શ્રીમતિ એમના કપડાં માટે બેદરકાર છે એ વાત જાણી ગયો હતો; આથી મ્હેં સૌ. સુમન મારફત શ્રીમતિને પંડિતજીનાં કપડાં વખતસર બદલાવવા અને બેઉનાં કપડાં જૂદાં જૂદાં રાખવા જણાવ્યુ.

અને ત્યાર પછી આ જાતનાં પરાક્રમો ઝાઝાં જણાયાં ન હતાં.

*

# પ્રાણશંકર પંડિતજીની ચંદ્રલોકની મુસાફરી

*

એ તો જાણીતી વાત છે કે પ્રાણશંકર પંડિતજી મ્હારા પરમ મિત્ર છે. એમના જીવનનાં અનેક જવલન્ત પ્રકરણો મ્હેં આલેખ્યાં છે તેમાં એકનો ઉમેરો કરતાં મ્હને અનેરો આનંદ થાય છે એ વિવેકની ખાતર ટપકાવી વધુ વખત ન રોકતાં લખુ છું કે આગળ વાંચો—

*

'નટવર, એ વાત ખરી ?' પંડિતજીએ એક વખત સાંજે અમે ભાગવતની કથામાંથી પરવાર્યા એટલે પૂછયું.

સાંજે અમે હમણાં હમણાં ભાગવતની કથા વાંચતા હતા

અને એ બહાને રોજ ચાર ઘડી આનંદવિનોદમાં કાળ નિર્ગમન કરતા હતા. કાલિકાદેવીને પરમ શ્રદ્ધા હતી કે **ભાગવત** વાંચીશું તો સદેહે **સ્વર્ગ** મળશે. **પંડિતજી શ્રીમતિ કાલિકાદેવી**, હું અને મ્હારી સુમન રોજે બે ઘડી બેસતાં ને વાંચતાં સાંભળતાં.

'કઇ વાત?' મ્હેં પૂછ્યું.

'તમે લોકો જવાના છો તે'

'એતો આજે વાત થઈ હતી. કંઇ વિચાર નથી કર્યો.'

'શાની વાત?' કાલિકાદેવીએ પૂછ્યું.

'એ તો હવે વની વનીની વાતો કરતાં શીખ્યા છે.' સુમન વચ્ચે બોલી ઉઠી.

એને જરાક એ વાતમાં અશ્રદ્ધા હતી અને એમ બનવું સંભવિત છે કે નહિ તે બાબતની એને શંકા હતી.

'પણ બોલો તો ખરાં. કયાં જવાની વાત થાય છે?' કાલિકાદેવીએ ફરી પૂછ્યું.

'જવા દોને વાત! નવરા બેઠા બીજું શું કરે! ચંદ્ર લોકમાં જવાની વાત કરે છે.' સુમને જવાબ દીધો.

'**ચંદ્ર** લોકમાં? તે **નટવરલાલભાઇ**! તહીં તે શી રીતે જવાય?'

'વિમાનમાં. વળી બીજા શેમાં.'

'તમે તો બનાવો છો.'

'પ્રભુએ શાં ઓછાં બનાવ્યાં છે કે મ્હારે વળી બનાવવાનું બાકી રહે?' મ્હેં જવાબ દીધો.

'તે **નટવર**, ત્યાં સુધી વિમાન જશે ખરૂં?' **પંડિતજીએ** પૂછ્યું.

'એતો આપણને ઓછોજ અનુભવ છે! પ્રૉ. **પેસ્તનજી** કહેતા હતા કે નવી શોધ છે અને સાહસ પણ એવુંજ છે. મી૦ **જેમ્સ** ખાત્રી આપે છે કે એનું વિમાન ત્યાંસુધી સહીસલામત જશે.'

'ત્યારે તો નવાઇની વાત ખરી !' કાલિકાદેવી બોલી ઉઠયાં.
'શું ધૂળ નવાઇની વાત !' સુમન બોલી ઉઠી.
' જરાકતો શ્રદ્ધા રાખતાં શીખ, સુમન !' મ્હેં કહ્યું.
' સાથે કોણ કોણ જનાર છે ?'

' ચાર જણનું તો નક્કી થયું છે. પ્રૉ. પેસ્તનજી, એમની દીકરી શીરીન, મી૰ જેમ્સ અને મીસ ફ્લોરા કરીને એક જણ છે. મ્હને આગ્રહ તો કર્યો છે પણ હજી હું કાંઈ નિર્ણય પર આવ્યો નથી.'

'એમાં નિર્ણય શું કરવો હતો ! ભલા માણસ, આવી તક વારે વારે ઓછીજ આવે છે ? ગયેલી તક ને બોલેલો બોલ પાછાં કદીએ હાથ આવતાંજ નથી ગીતાનું મહાત્મ્ય વાંચ્યું છે ? એમાં લખ્યું છે કે

चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम्

તે કાંઈ અમથું કહ્યું હશે ? ચંદ્ર લોક છે તેમાં જવાય છે અને રહી પણ શકાય છે એ એનાથી પ્રતિપાદન નથી થતું ? એવું ન હોત તો આપણા પૂર્વજો મૂર્ખા ન હતા કે આવું લખી જાય ? સમજ્યોને નટવર, જો ગોઠવણ થતી હોય તો નક્કીજ કરી નાખ.' પંડિતજીએ સલાહ આપી.

' ઠીક, આપની સલાહ છે તો વળી હા કહી આવીશ. જીવ્યા કરતાં જોયું ભલું.' મ્હેં જવાબ દીધો.
' પણ જોજો એકલપેટા ન થતા હોંકે નટવરલાલભાઇ,' કાલિકાદેવી બોલ્યાં.
' તે તમારેય આવવું છેકે શું ?'

' ખોટો મોળો વિચાર તો ખરો. અને એ વાત નક્કી થાય તો જરૂર આ ભાગવત વાંચ્યાનો જ પરતાપ. એ વાત પક્કી માનજો નટવરલાલભાઈ.'

'નટવર, મ્હારોય વિચાર તો થાય છે. જરા તારા પ્રૉફેસરને સમજાવજેને. જે ખરચ થશે તે જોઇ લઇશું. બાકી એકાદ વખત જવાય તો જીવ્યાનું સાર્થક થાય.'

'ત્યારે મ્હેં વળી શાં પાપ કર્યાં?' સુમન બોલી. એને પણ કાંઇક જવાની વૃત્તિ થતી જણાઇ.

'તારે વાસ્તે પણ ગોઠવણ કરીશું. ચારે જણે ભાગવત વાંચ્યું છે ને સાંભળ્યું છે તો ચારેય જણ સાથે સ્વર્ગમાં નહિ તો ચંદ્ર લોકમાં તો જઇ આવીએ.' મ્હેં એને દિલાસો દર્શાવતો જવાબ દીધો.

'નટવર, ત્યારે આપણું નક્કીજ કરી આવજે ને! ચાર એ ને ચાર આપણે.'

'પણ વિમાનમાં આઠેય જણની સગવડ સચવાતી હશે તો પ્રૉફેસર મ્હને ના નહિ પાડે.' મ્હેં જવાબ દીધો.

મ્હારો અને પ્રૉફેસર પેસ્તનજીનો નાતોજ એવો હતો. એમને હું વડિલ તરિકે ગણતો અને મ્હને પણ એ પેટના દીકરા જેવો જાણતા. એમની દીકરી શીરીન પણ મ્હારી સાથે સગા ભાઇ જેવી રીતે વર્તતી. એમણે અને મી૦ જેમ્સે વિજ્ઞાનનો ઉંચો અભ્યાસ કર્યો હતો અને પ્રૉફેસરતો એ વિષયમાં પ્રવીણ હતા, એટલે બેઉ જણે મળીને ચંદ્રલોકની અહેલગાહ ગોઠવી હતી.

*

'વિમાનમાં જગ્યા છે અને આપણે આઠે જણ આસાનીથી સફર કરી શકીશું એમ પ્રૉફેસર સાહેબે કહ્યું છે.' બીજે દિવસે સાંજના મ્હેં વધાઇ આપી.

'ચાલો બહુ સારી વાત કરી.' પંડિતજી બોલી ઉઠયા.

એમનો હરખ માતો ન હતો. આ દેહે ચંદ્રલોકમાં જવાનું સદ્ભાગ્ય ઓછુંજ સર્વને સાંપડે છે!

'સાંભળ્યું કે' એમની હમેશની રીત મુજબ એમણે શ્રીમતિ કાલિકાદેવીને બૂમ મારી. 'આ નટવર તો નક્કી કરી આવ્યો.'

'સાચી વાત નટવરલાલભાઇ ?' પંડિતજીમાં પુરો વિશ્વાસ કેમ ન હોય તેમ કાલિકાદેવીએ પુરીના લોટવાળે હાથે એકદમ બહાર આવીને મ્હને પૂછયું.

'હા. પરમ દિવસે વિમાન ઉપડવાનું છે અને આપણે ચારે જણનું જવાનું નક્કી કર્યું છે. ચાર એ ને ચાર આપણે.' મ્હેં જવાબ દીધો.

સુમને પણ સમાચાર સાંભળ્યા. સૌના હરખનો પાર ન હતો. વખત થોડો હતો એટલે ધડાકાબંધ તૈયારી કરી લેવાની હતી. મુસાફરી નવી હતી, પ્રદેશ અજાણ્યો હતો. શું જોઇશે ને શું નહિ તેની કોઇને માહિતી હતી નહિ એટલે સૌએ પોતપોતાની કલ્પનાના ઘોડા દોડાવવા માંડયા અને અનેક વિધની અનેકાનેક તૈઆરીઓ કરવા માંડી.

પણ ખાવાનું કેટલું કરવું ? ને શું શું કરવું ? એ સવાલે શ્રીમતિ કાલિકાદેવીને મુઝવ્યાં એટલે તેઓ મ્હારી પાસે આવ્યાં ને પૂછવા લાગ્યાં નટવરલાલભાઇ, એ તો બધુ ખરૂં પણ કેટલા દહાડા લાગશે તે તો કહો. બળ્યું ખાધાપીધાનું શું કરીશું ?'

'જુઓને બે અઢી મહિના તો સાધારણ જતાં આવતાં થઇ જશે એમ તો વાત થઈ હતી. એટલો વખત ચાલે એટલું તો સાથે રાખવું જોઈશે.'

'શું કરીશું ?'

'નક્કર અને ઘીનો માલ હશે તો ખવાશે થોડુ ને ઝાઝો ગાર રહેશે માટે એવુંજ કાંઈક કરજો. મગજ, મોહનથાળ, ગોળપાપાપડી ને એવું એવું.'

એવામાં કોણ જાણે શું યાદ આવ્યું તે સુમન દોડી આવી ને કહેઃ 'આ તમે તો તૂત ઉભુ કર્યું પણ મ્હારે તો એક્કે ગરમ સાડી નથી તેનું કેમ ?'

'એ તે કાંઇ છૂટકો છે ? આણી આપુ. હજી આપણા શંકરભાઈની દુકાન કયાં બંધ થઇ ગઈ છે જે ?'

અને એણે ત્રણેક સાડી, ચારેક ચોળી અને બીજુ થોડુક એમ ગરમ કાપડ લઈ આવવાનો ઑર્ડર આપ્યો.

પંડિતજીએ સાથે તિલકમહારાજવાળી ગીતા, જ્યોતિર્વિલાસ અને એકાદ બે ગરમ અબોટીઆંની વરદી આપી.

મ્હારા મિત્ર મોહનલાલે મ્હને એક સારો જેવો કૅાડકનો કેમેરા લેવાની સલાહ આપી. સાથે સાથે ઉંચા મેકરનાં 'પાવરફૂલ' દૂરબીન માટે પણ ભલામણ કરી. એ બે સિવાય તો અમારી મૂસાફરીમાં રસ નહિ આવે એમ એમણે ભાર દઇને કહ્યું.

બીજા મિત્રોએ પણ જૂદી જૂદી સલાહ આપી અને અમને અનેક પ્રકારની સલાહો, શિખામણો ને ભલામણો આપી કે કીધી.

એ બધી ચીજોનું લાંબુ લચક લીસ્ટ લઇને હું જ્યાં બહાર જાઉં ત્યાં સામેથી પ્રૉ. પેસ્તનજી પધાર્યા. તેમણે મ્હને લાગલોજ અમારી તૈઆરીઓનો સવાલ કર્યો.

મ્હેં એમને મ્હારૂં લીસ્ટ બતાવ્યું. એમની અજાયબીનો પાર રહ્યો નહિ. તેઓ બોલ્યા: 'સું બાવા, તમે આય લામ્બુ લામ્બુ લખીયું ચ! એની કાંઇજ જરૂર નથી. આય ગરમ કાપડ તો જાણે સમજ્યા પણ બીજી ચીજોની જરૂર નથી. કેમેરા ને દૂરબીન મ્હારી પાસે છે. અને આય ખોરાકી સામાનની જરૂર નથી.'

'કેમ?' મ્હેં પૂછ્યું.

'એની ગોઠવણ મ્હેં કરી લીધી છે.'

'પણ તમારૂં કેમ ચાલે?' પંડિતજી પ્રૉફેસરનો સાદ સાંભળી આવેલા તે વચ્ચે પૂરાયા.

'અરે બાવા! બધુંયે ચાલશે. એવી તો મઝાની ગોઠવણ કીધીચ કે તમે ખુશ ખુશ થઇ જશો. આટલો બધો ભાર લઇને જવાનું હોય તો વિમાન ચાલશે શી રીતે? એ તે પછી વિમાન છે કે ખટારો?

તમારૂં આટલુ બધુ ભાતુ લઇએ તો વિમાન કરરર ધુસ કરતુ નીચે-જ આવે !'

'પણ ત્યારે ખાઇશું શું ?'

'તમને જે જોઇએ તે મળશે.'

'મગજ, પુરી, દુધપાક.'

'બધુય. જે માગશો તે મળશે.'

'પણ તે તમારૂ અડેલુ કેમ ચાલે ?' પંડિતજી બોલી ઉઠયા.

''બાવા; હસવુ ને લોટ ફાકવો એ કેમ બને ? આપણે સાથે મુસાફરી કરીએ એટલે એટલું તો ચલાવી લેવુંજ પડે. હા. તમે તમારે જૂદા જમો અમે અમારે જૂદા જમીશું. ભેળસેળની જાતરા નહિ કરીએ સમજીયાને ?'

'પણ એ શી રીતે લઈ લેશોને કયાંથી લાવીને આપશો ?' પંડિતજીએ પૂછયું.

'એજ ખૂબી છે ને. વાત એમ છે કે તમારી એ બધીયે ચીજોનું સત્વ કાઢીને મ્હેં જાતજાતની ટીકડીઓ બનાવી છે. એ ટીકડીઓ અમુક જાતના ગૅસ સાથે તમને આપીશું એટલે આબાદ તેજ ચીજનો તમને સ્વાદ આવશે અને પેટ ભરાઇ જશે.'

'અરે બાપરે બાપ !' પંડિતજી બોલી ઉઠયા.

'વાત પણ ગજબ લાગે છે !' મ્હેં કહ્યું.

'એ સાંભળ્યું કે–' પંડિતજીએ શ્રીમતિને બોલાવ્યાં 'આ પ્રૉફેસર સાહેબ કહે છે કે રસોઇની કડાકુટ કરવાની જરૂર નથી.'

'કેમ ?' શ્રીમતિએ આવીને ધીરેથી પૂછયું.

'તે એમણે એની બધી યે ગોઠવણ કરાવી લીધી છે અને આપણને બાધ ન આવે એવો બંદોબસ્ત કરેલો છે.'

'જૂની આંખે નવા તમાસા ! જે નહિ થાય તે ઓછું !' શ્રીમતિએ પોતાનું આશ્ચર્ય પ્રકટ કર્યું.

*

અને બરાબર નક્કી કરેલે વખતે અમારૂ વિમાન ઉપડયું. મુસાફરોમાં પણ આગળથી ગોઠવણ કર્યા મુજબ આઠ જણ હતાં: પ્રાણશંકર પંડિતજી, શ્રીમતિ કાલિકાદેવી, હું, સૌ. સુમન, પ્રો પેસ્તનજી, એમની દીકરી શીરીન, મી૦ જેમ્સ અને મીસ ફ્લોરા.

*

એ અજબ અને ભવ્ય સ્મરણો આલેખવાને આ લેખિની સમર્થ નથી એમ કબુલ કરી દઉં છું. લાંબી મુસાફરીમાં આ રીતે મ્હારે અને પંડિતજીને સાથે જવાનો આ બીજો ધન્ય પ્રસંગ હતો. પહેલો દ્વારકા–જગદિશ્વર અને બેટની યાત્રાનો અને બીજો આ. બેઉ પ્રસંગો અમને આલ્હાદક અને ધાર્મિક દૃષ્ટિએ પરમ આવશ્યક અને શ્રેયસ્કર હતા.

પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગમાં જરા પહેલાં પહેલાં તો નવું નવું લાગ્યું પણ ગુજરાતણો સ્હેજે એક બીજા સાથે ભળી જાય છે અને સમય પ્રમાણે વર્તી લે છે તેમ શ્રીમતિ અને સુમન, શીરીન તથા ફ્લોરા સાથે સુંદર સહકાર સાધી શકયાં.

સ્ત્રીવર્ગની મુખ્ય લડાઈ઼ઓ, ઘરકામની, ઓછુ વત્તુ પડયાની કે એક બીજાની નજીવી વાતમાં ઉદ્દભવે છે પણ એવું એકે કારણ અત્રે ન હતુ એટલે અમારી આખીએ મુસાફરી સાંગોપાંગ સુખરૂપ પાર પડે એ સ્વાભાવિક હતું.

પહેલાં પહેલાં તો અમારા આનંદની અવધિ હતી. પૃથ્વીથી વિમાન ઉંચે આવ્યું એટલે નીચેથી દેખાતો મનોરમ્ય દેખાવ જોઈને અમારી છાતી ગજગજ ફુલતી હતી.

હરીઆળુ ગુજરાત, તેમાં વહેતી મોટી નદીઓ, જંગલો, ડુંગરો બધુ નજર તળે ધીરે ધીરે દેખાતુ હતુ. સ્પષ્ટ અસ્પષ્ટ અને આછુ આછુ પળે પળે થતુ જતુ હતું.

પવન સખત હતો પણ એને માટે બંદોબસ્ત કર્યો હતો એટલે અમને તે ઝાઝો લાગતો ન હતો.

કલાકના પાંચસો માઇલની ગતિએ વિમાન સડસડાટ ઉડયે જતુ હતું અને અમે દરેક પળે પૃથ્વીથી દૂર ને દૂર અગાધ આકાશમાં ઉડયે જતા હતા.

વિમાનનો ઘોંઘાટ એટલો તો જબરો અને કાન ફાડી નાખનારો હતો કે એક બીજાના કાનમાં કહીએ તો પણ વાત બરાબર સમજાતી ન હતી. પ્રૉ. પેસ્તનજીએ એને માટે ખાસ વાત કરવાની નળીઓની યોજના કરી હતી એટલે તેને લઈનેજ અમે સુખે વાત કરી શકતા હતા. બાકી એમણે એ અક્કલ ચલાવી ન હોત તો અમારા તો બારજ વાગી જાત પણ એ ભલા માણસે આખાએ મુસાફરીની સેંકડો અગવડોની અગાઉથી કલ્પના કરી તેના ઉપાયો શોધી અમને આભારી કર્યા હતા.

અને એમ ન માનતા કે પવનનો પ્રદેશ સાવ સપાટ હતો. તેમાં પણ મોટા મોટા ખાડાટેકરા આવતા. ખાસ કરીને વાયુનાં વહેણ નડતાં અને સમુદ્રનાં મોજાંની જેમ અમારા ઘણાજ પાવરફુલ વિમાનને પણ વાયુનાં મોજાં હેરાન કરતાં. પોતાની સપાટ ગતિમાંથી એકાએક ખચકો ખાઇને વિમાન પંદર વીસ ફુટ કે તેથીયે વધારે નીચે પડવાના અમને અનેક અનુભવ થતા હતા અને રગશીયા ગાડામાં કે ડમણીમાં બેઠા પછી વારે ઘડીએ રોદા આવતાં હાડકાં પાંશરાં થાય છે તેમ આ સુધરેલા વિમાનમાં પણ થોડાં ઘણાં હાડકાં પાંશરાં થયાં હતા. પ્રૉ. પેસ્તનજીએ જોકે ગાદીઓને ‘ કુશનો ’ જડાવ્યાં હતાં એ વાત ખરી પણ અમારાં આઠ જણનાં માંથાંને કુશનો નહતાં એટલે એ કમબખતો એક બીજાની જોડે એવા ખચકા વખતે ભટકાયે જતાં.

પાણીને માટે એમણે વાયુને કૉમ્પ્રેસ કરીને ભરી રાખ્યો હતો

અને એમની રસોઇની ટીકડીઓ તૈયાર હતી. નહિ કોઇજાતન ફડાકુટ ને નહિ કોઇ જાતનો ત્રાસ. જે જોઇએ તેની ટીકડી લે એનાપર ગૅસ છોડો કે એ ચીજ તૈઆર. પ્રમાણ થોડું પણ ખાવ ત અજબ સ્વાદ આવે, પેટ ભરાય ને ઓડકાર આવે. મગજ, પુર મોહન થાળ, ગાંઠીયા, ચહા, દુધ, લેમન, પાઉં, બીસ્કીટ, રે વિગેરે દરેક જાતની જૂદી જૂદી ટીકડીઓ હતી અને જરૂર પ્રમા એનો ઉપયોગ થતો હતો. મશીનનો એકભાગ અમને જોઇતી રોશ તથા ગરમી આપતો હતો એટલે એ વિષેનો પણ ત્રાસ ન હતે

વિમાન ચાલવાને માટે પેટ્રોલને બદલે સૂર્ય કિરણોની ગર એકઠી કરી સંગ્રહવાનું એક મશીન હતુ અને તેની મદદથી જોઇ ગરમી અને બળ સંઘરી રખાતુ અને વિમાનની ગતિ સતત એ સરખી રહી શકતી.

પ્રૉફેસર સાહેબની ગણતરી હતી કે લગભગ બાવીસ દહાડા અમારૂ વિમાન ચંદ્રલોકમાં પહોચી જશે, અને બનતા સુધી ગો ન્ડીની દિવાલો પર કે એવીજ કોઇ જગ્યાએ ઉતરશે.

કેટલીક વખત વાદળોના ગોટેગોટમાં થઇને વિમાનને પસ થવું પડતું. હિમાલય કરતાં પાંચ ગણી ઉંચાઇ વાળા એક વાદળ લગોલગ વિમાન આવી પહોંચ્યું. તેની આરપાર જવાનો રસ્તો કે ચની બારી જેવા એક બાકોરામાં થઇને હતો. વાદળનો દેખાવ ભ હતો અને જ્યારે એની એ તેજસ્વી બારીમાં થઇને અમારૂં વિમા પસાર થયું તે વખતનો દેખાવ અવર્ણનીય અને અકલ્પ્ય હતો.

ધીરેધીરે પૃથ્વી દૂર ને દૂર જતી ગઇ અને એનો દેખાવ નાનો નાનો થતો ગયો. એના પર ઘેરા તેજસ્વી રંગના ચટાપટા દેખા લાગ્યા. ઘેરો બ્લ્યુ અને જરા ઝાખો રતુમડો એમ બે રંગો ખાસ ત આવતા હતા અને તે પાણી અને જમીનના દ્યોતક હતા એમ પ્રૉ સર સાહેબનું કહેવું હતું.

*

'નટવર, તને ખબરછે—' પંડિતજીએ મ્હને પૂછવા માંડયું-'ચંદ્રમા શું છે તે, અને તેમાં કોણ રહે છે તે? દરેક જગ્યાએ એને માટે જૂદી જૂદી કલ્પનાઓ છે.'

'એવું છે તો ખરૂં.'

'દુનીઆના જૂદાજૂદા ભાગોમાં એને માટે જૂદૂજૂદૂ બોલાયચ. તમુને એની શું માહેતી છે? પંડિતજી!' પ્રૉફેસર સાહેબે પૂછવા માંડયુ

આટલા વખતમાં અમે એક બીજા સાથે સારી રીતે હળી ગયા હતા અને જરાયે અતડુ લાગતુ ન હતું.

'મ્હેં બૂદ્ધ વાળી કથા સાંભળી છે.'

'કહો તો ખરા' સુમન બોલી ઉઠી. 'અમે તો સાંભળીએ.'

'ભલે' પંડિતજી બોલ્યા અને વાત શરૂ કરી:

'ભગવાન બુદ્ધના આગલા જન્મોની અનેક વાતો પ્રચલિત છે અને તે જાતક નામથી ઓળખાય છે. એમાંની એકાદ વાર્તા એવી છે કે એક વખત બુદ્ધ ભગવાન એમના એવા એક પૂર્વ જન્મમાં એક મહા અઘોર જંગલમાં ભૂલા પડયા. દેશ કે દિશા સુઝે નહિ. એમની અકળામણનો પાર ન રહ્યો. એમનાપર એક સસલાને દયા આવી તે કહે 'મુઝાવ છો શા માટે? હું રસ્તો બતાવું.' કહીને એ આગળ ચાલ્યું.

'ગાઢ જંગલમાં આગળ સસલુ ને પાછળ બુદ્ધ ચાલ્યાં જાય છે. જતાં જતાં સાંજ પડી. બુદ્ધને તો કકડીને ભૂખ લાગેલી. ખાવાનું કંઇ મળે નહિ. સસલુ એમનો સંતાપ સમજી ગયું.

'તે કહે: 'મ્હને ભુંજીને આહાર કરો.' બુદ્ધે ના પાડી પણ સસલાએ પોતાની હઠ છોડી નહિ. છેવટે બુદ્ધને સસલાના આગ્રહને વશ થવું પડયું'—

'કે પછી ભૂખાળવાને ભૂખ ભાગવાનું મન થઇ આવ્યું?' શ્રીમતિ કાલિકાદેવીએ પૂછયું.

'બુદ્ધ ભગવાન એવા ભૂખાળવા ન હતા. પછી બુદ્ધે લાકડાં એકઠાં કર્યાં, દેવતા સળગાવ્યો. સસલુ કૂદીને અંદર પડ્યું. એને દઝાતુ જોઇ બુદ્ધનો આત્મા કકળી ઉઠ્યો. એને એણે તર્ત બહાર કાઢ્યું અને છાતી સરસુ ચાંપ્યું.

'સારી રાત વીતી ગઇ. સવારમાં બેઉ આત્મા ઉડી ગયા હતા. એક ભૂખના દુઃખથી અને બીજો અગ્નિમાં બળી જવાની પીડાથી.

'એ બેઉ જણ ફરી જન્મ્યા. બુદ્ધ ચંદ્રમા જન્મ્યા અને તેનું માનીતુ સસલુ પણ ચંદ્રલોકમાં ગયું. ચાંદામામાની ગોદમાં હજીએ એ સસલુ ગેલ કરે છે.'

'એતો આપણે જઇશું ત્યારે જોઇશું ને!' સુમન બોલી.

'અરે બાવા! તમે જોઇ રહ્યાં ને રમાડી રહ્યાં!' શીરીને કહ્યું.

પ્રૉફેસર સાહેબ તથા મીસ ફ્લોરા ખડખડાટ હસી પડી પડયાં. એમને આ વાતમાં રસ પડ્યો હતો અને આવી કલ્પના પરંપરાને ધર્મની વાતોમાં સ્થાન જોઇ નવાઇ પામતાં હતાં.

'બીજી પણ એવી વાત છે' મ્હેં કહ્યું.

'એમ!' સુમન બોલી ઉઠી. 'ત્યારે તમે પણ કહી નાખોને.'

'હા. નટવરલાલભાઈ! મઝા આવશે.' કાલિકાદેવી બોલ્યાં.

'ભલે ત્યારે! મ્હારાથી કાંઇ ના કહેવાશે?' એમ કહીને મ્હેં વાત શરૂ કરી:

'એક રૂડુ રૂપાળું સરોવર હતું. એવું તો સરસ કે ન પૂછો વાત! જે જુએ તેને ગમી જાય. એની પાડોશમાં લીલીહરીઆળી ધરોમાં સસલાંઓનું એક ગામ હતું. બધાંય ભોળાંને ગરીબ. એમનો એક રાજા હતો. લંબકર્ણ એનું નામ હતું. પ્રજાનો એ પાલક હતો.

'એવામાં દૂકાળ પડ્યો. બધે પાણી સૂકાઇ ગયાં. જયાં જાવ ત્યાં પાણીની બૂમ.

'હાથીઓનું એક ટોળું હતું. નહિ નહિ તોયે બસો અઢીસો હાથી-હશે. એમનો રાજા વજ્રદંત પાણીની શોધમાં અહીં તહીં ખૂબ હેરાન થયો. પછી એને સસલાંઓના સરોવરની ભાળ મળી. પોતાના ટોળાને લઇને એ ત્યાં ગયો. પાણી પીધુ અને બગાડયું.

'એના અવરજવરમાં કેંક સસલાં મરી ગયાં અને કેંક અધ-કચરાં થઇ ગયાં. આખાએ સસલાના નગરમાં હાહાકાર થઇ રહ્યો. રાજા લંબકર્ણને ફરીઆદ ગઇ. રાજાએ જાતે જઇને તપાસ કરી. એને બહુ દુઃખ થયું.

'બીજે દહાડે ટોળાને લઇ વજ્રદંત આવ્યો ત્યારે રાજા લંબકર્ણ એની સામે ગયો અને બોલ્યો; 'ખબરદાર ! જો આગળ વધ્યા તો. જે હોય તે અહીંજ થોભી જાવ.'

'મ્હારી સાથે આવી રીતે બોલનાર કોણ છે? જે હોય તે ખસી જાવ નહિતર કચરી નાખીશ.' વજ્રદંતે મીજાજમાં જવાબ આપ્યો.

'હું ભગવાન ચંદ્રદેવનો એલચી લંબકર્ણ છું. તમારી ઉપર ભગવાન ઘણા કોપાયમાન થયા છે.'

'ભગવંત રોહિણીતપતિના રોષનું કારણ તો હશે ને ?' જરા-ધીમા પડી વજ્રદંતે પૂછયુ

'કારણ સિવાય ભગવાન કોપ કરતા નથી. તમે એમના આ દિવ્ય સરોવરમાં આવીને એમનાં માનીતાં સસલાંઓનો કચરઘાણ વાળી નાંખ્યો છે ?'

'અમારો એ અપરાધ તો થયો છે.'

'અને એની જો તમે માફી નહિ માગો અને આ તરફ ફરીથી આવશો નહિ એવી જો કબુલાત નહિ આપશો તો ભગવાને મ્હને કહેવાની રજા આપી છે કે એ તમને સખતમાં સખત સજા કરવાનો વિચાર રાખે છે.'

' પણ એવી કબુલાત આપવા અમે તૈયાર છીએ. '

' તો તો ઘણું સારૂં. નહિતર ભગવાને નકકી કર્યું હતું કે તમારા ઉપર અમૃત વર્ષાવવું બંધ કરવું અને સૂરજનાં સખત કિરણોથી તમને બાળી મૂકવા. '

' ભગવાનની મ્હારે માફી માગવી છે તો કૃપા કરી કહેશો કે હાલ એ ક્યાં હશે ?' વજ્રદંતે ગભરાઈને પૂછ્યું.

' મ્હારી પાછળ આવો. ' કહીને વજ્રદંતને લઈને લંબકર્ણ સરોવર પાસે ગયો અને ચંદ્રનું પ્રતિબિંબ બતાવ્યુ.

' વજ્રદંતે ઘુંટણીએ પડીને માફી માગી અને ફરીથી એ તરફ ન આવવાની કબુલાત આપી. '

' અને પછી ખાધુ પીધુ ને રાજ કર્યું એટલુ અમે ઉમેરી લઇશું. ' સુમને કહ્યું.

' બાવાજી, તમે બી કંઇ દાસ્તાન કહેવો ' શીરીન બોલી ઉઠી.

' ભલે દીકરા. ' કહીને પ્રૉ. પેસ્તનજીએ શરૂ કર્યું:

' મ્હારૂં દાસ્તાન ઘનું ટુંકું ને મુદ્દાસર છે. કોલમ્બસે અમેરિકા શોધી કાઢ્યો તે તો યાદ હશે ?'

' ઇ. સ. ૧૪૯૨માં ' મ્હેં કહ્યું.

' ને પછી થોડેવર્ષે ત્યાં વસવાટ શરૂ થયો અને યુરોપીયનોને ઘણી હાડમારી વેઠવી પડી. ત્યાંના મૂળ રહેવાસીઓ એમને બહુજ ત્રાસ આપતા હતા. એ ત્રાસમાંથી છૂટવા કોલમ્બસે અજબ કરામત કરી. એણે એ લોકોને દમ બીડાવ્યો કે તમે અમારી સગવડ નહિ સાચવો તો અમે આકાશમાંથી ચંદ્રમાને લઈ લઇશું. એ લોકો ચંદ્રને સુર્યને પૂજનારા હતા એટલે એ ધમકી અસરકારક નીવડવાની કોલમ્બસની ખાત્રી હતી.

' પહેલાં તો એને કોઈએ દાદ આપી નહિ પણ જ્યારે ૧લી માર્ચ ૧૫૦૪ની રાત્રે ચંદ્રનું ખગ્રાસ ગ્રહણ થયું ત્યારે બધા ગભરાયા

અને કોલમ્બસ પાસે દોડી આવી તેને પગે પડયા અને ચંદ્રમાને છૂટો મુકવાની આજીજી કરી.

'પોતાને જોઇતી દરેક સગવડની માગણી કરી કોલમ્બસે ચંદ્રમાને છોડયો અને પોતાનું કામ સાધી લીધું. યુરોપીયનોની અજબ શક્તિથી નવાઈ પામીને રેડઇન્ડીયનો પણ એમને નમવા લાગ્યા અને દરેક સગવડ સાચવવા લાગ્યા.' પ્રોફેસર સાહેબે પોતાનું દાસ્તાન પુરૂં કર્યું.

*

પૃથ્વીથી પારાવાર અંતરે અમારૂં વિમાન આવી પહોંચ્યુ હતું એટલે ધીરેધીરે પૃથ્વી નાની ને નાની થતી જતી અને તેને બદલે ચંદ્રમા મોટોને મોટો થતો લાગતો હતો. પૃથ્વી અને ચંદ્ર જાણે પરસ્પર પોતાના સ્થાનની અદલા બદલી કરીને કેમ ઉભાં ન હોય એમ પણ ઘડીક વાર લાગી આવતું.

જેમ જેમ વિમાન ચંદ્રની નજીક આવતું ગયું તેમ તેમ તેની ઉપરના દેખાવો દૃષ્ટિગોચર થતા ગયા. અમારા વિમાન જેવાં અગણિત વિમાનો જેમાં પેસીને અટવાયા કરે એવી મોટી ફાટો એના પૃષ્ઠભાગ પર દેખાવા લાગી. ચંદ્રના પર્વતોના દેખાવો પણ પ્રથમ દર્શને આલ્હાદક લાગ્યા.

'મીસ ફ્લોરા, આ પર્વતો કેટલા ઉંચા હશે?' **શીરીને** પૂછ્યું.

'પૃથ્વી પરના પર્વતોની સરસાઇ કરે એટલા.' ફ્લોરાએ કહ્યું.

'આપણા એવરેસ્ટ જેવાં ઉંચાં ને ગગનગામી શિખરો હશે ખરાં?'

'માઉન્ટ કર્ટીઅસ ૨૯,૧૦૦ એટલે એવરેસ્ટથી સ્હેજજ નીચો છે. બીજાં શિખરો પણ ઘણાં ઉંચાં છે. એપેન્નાઈસં, કોકેસસ, આલ્પ્સ વિગેરે ૧૨થી ૧૫ હજાર ફીટ ઉંચાં છે.'

'પેલા બધા પર્વતો ને ડુંગરો ગોળાકારે કેમ હશે ?'

'ચંદ્રના પર્વતો ઠરી ગયેલા જ્વાળામુખીઓ છે તેથી એનો આકાર એવો લાગે છે.'

'માલપુડામાં ચાંલ્લા હોય છે એવોરસ્તોને' શ્રીમતિ કાલિકાદેવી બોલી ઉઠયાં.

'બ્રાહ્મણનું જાય જમે. તેમને મીષ્ટાન બહુ ભાવે.' સુમને ઉમેર્યું.

'એમ પણ હોય. કંઈ ના ઓછીજ કહેવાવાની છે!'"

'પેલુ કિલ્લા જેવું શું દેખાય છે?' શીરીને પૂછયુ.

'એ ગોસેન્ડીની દિવાલોને નામે ઓળખાતી પર્વત માળા છે. એની ઉંચાઇ ૭૬૨૦ ફીટ છે.'

'અને આપણે ત્યાં ઉતરવાનાં છીએ.' પ્રૉફેસરે પાછળથી ઉમેર્યું.

*

થોડા વખતમાં અમારૂં વિમાન ગોસેન્ડીની દિવાલો સમી પર્વતમાળા પર ઉતર્યું. એ ઉતર્યું પણ અજબ રીતે. અવાજ એકદમ બંધ થઈ ગયો હતો અને બધે સુમશામ હતું. આજુબાજુ કરાળ ડુંગરો પર્વતો ને ખીણો નજરે આવતી હતી. ઝાડ પાન કે પવન અથવા પાણી બીલકુલ જણાતાં ન હતાં. આવા મુલકમાં અમારૂ શું થશે એવી ચીંતા થતી હતી પણ જો અમારી સાથે પ્રૉફેસર સાહેબ ન હોત તો અમારા ત્રાસનો પાર ન રહેત ! એ ભલા માણસે અમારે માટે બધીયે સગવડ કરી રાખી હતી એટલે નિરાંત હતી. અમને જોઇને ચંદ્રલોકનાં વિચિત્ર મનુષ્યો આવી લાગ્યાં. એમની નવાઈનો પાર ન હતો. અમારા જેવાં માણસો અમારૂ રમકડા જેવું (એમને મનથી) વિમાન અને અમારો પહેરવેશ જોઇ એતો અજાયબીમાં ગરકજ થઇ ગયાં હતાં.

પણ ચંદ્રલોકપર પગ મુકતાંજ અમારી મુસ્કેલી શરૂ થઈ. કાલિકા-

દેવીને એ ઉજ્જડ વેરાન પ્રદેશ ખાવા ધાતો હતો. સુમન પણ ચીડાઇ' ઉઠી હતી અને 'દીઠા દેવ ને પહોંચી જાત્રા' જેવો ઘાટ થઈ રહ્યો હતો.

સૂરજ પણ એટલો તપતો હતો કે ન પૂછો વાત ! ધોળે દિવસે તારાઓ દેખાતા હતા.

બીજી મુશ્કેલી અમને એક બીજાની વાત સાંભળવામાં પડતી હતી. હવા નહિ એટલે અવાજ જઈ શકે નહિ. અમારી હવાની નળીઓ ફાટી જાય કે હવાનો જથ્થો ખૂટી પડે તો સહરાના રણમાં પાણી સિવાય માણસ મરી જાય તેમ અમે પણ એ દૂરથી રૂડા રૂપાળા દેખાતા ઉજ્જડ ચંદ્રપ્રદેશમાં હવા વગર તરફડીને મરી જઇએ. પ્રૉફેસરે અમારી વાતચીત કરવાની મુશ્કેલી પણ ટાળી.

*

'નટવર, કાંય આ લોકો ચીડાઇ ગયા લાગેચ ?' પ્રૉફેસરે સ્ત્રી વર્ગને કંટાળતો જોઈને પૂછ્યું.

'એ લોકોને વિજ્ઞાનમાં આનંદ નથી આવતો તેથી.'

'એમ છે ? હરકત નહિ. ચાલો આપણે કાંઇ રમત શરૂ કરીએ.'

અને અમે પછી ટેનીસ રમવા લાગ્યા. સ્ત્રી વર્ગ પણ ધીરેથી ઉત્સાહથી જોવા લાગ્યો. શીરીન અને ફ્લોરા રમવામાં ભળ્યાં અને અમારી રમત જામી.

'અહીં બૉલ ખુબ ઉછળતો કેમ હશે ?' શીરીને પૂછ્યું.

'એનું કારણ ચંદ્રનું ગુરૂત્વાકર્ષણ છે. એનું દ્રવ્ય પૃથ્વીના છઠ્ઠા ભાગનું છે એટલે આપણું વજન છઠ્ઠા ભાગનું થઈ જાય છે અને ફટકો પણ છ ગણો વધારે મારી શકાય છે. સાધારણ ફટકાથી પૃથ્વી પર જેટલો દૂર દડો જાય તેથી છ ગણો વધારે અહીં જાય છે. શું કરીએ કે અહીં હાથી નથી નહિતર મારા જેવા બે બુઢ્ઢા હાથીને ઉંચકીને રમાડે. સમજીને દિકરા !'

'અને સુમન !' મ્હેં ઉમેર્યું 'તારે પાણી લાવવાનું હોય તો છ હાંડા ને છ ઘડા ને છ નાના ઘડુલા તું ખુશીથી ઉપાડી લાવે !'

*

ધીરે ધીરે ખુશનુમા રાત્રિ શરૂ થઈ. પૃથ્વી પરના દિવસ. કરતાં ચંદ્રનાં રાત્રિ દિવસ ચૌદ ગણાં મોટાં છે. અમે ત્યાં પહોંચ્યા ત્યારે પાછલો પ્રહર હતો છતાં તાપ પ્રચંડ હતો તો પછી ખરા બપોરે ગયા હોત તો કોણ જાણે શું થાત ?

રાત્રિ શરૂ થઇ એટલે બધાંના જીવમાં જીવ આવ્યો. આપણે ત્યાં પુર્ણિમાની રાત્રિએ પડતા પ્રકાશ કરતાં તેરગણો સુંદર પ્રકાશ પૃથ્વી આપતી હતી. તારાઓ પુર બહારમાં પ્રકાશતા હતા.

પણ અમારા એ આનંદમાં મુશ્કેલી રૂપ કડકડતી ઠંડી હવે શરૂ થતી હતી એટલે રાત્રિ વધુ વીતે તે પહેલાં અમારે પૃથ્વી તરફ પ્રયાણ કરવાનું હતું. ડોશીમા ડાકોર જઇ આવ્યા જેવી અમારી સ્થીતિ હતી.

છતાં અમે સદેહે ચંદ્રલોક જોયાનો, તેમાં જઇને જીવ્યાનો અજબ આનંદ ભોગવી રહ્યા હતા.

*

પ્રૉફેસર સાહેબ અને મી૦ જેમ્સ બન્ને જણે ચંદ્રને લગતી બની શકી તેટલી શોધ ખોળ તથા નોંધ કરી. રાત્રિનો પ્રથમ પહોર વીતી રહેવા આવ્યો એટલે અમારૂ વિમાન ઉપડયું.

પૃથ્વી પર નક્કી કરેલે સમયે અમારૂં વિમાન સુખરૂપ આવી પહોંચ્યુ ત્યારે અમારૂ સ્વાગત કરવા સારૂયે મુંબાઇ હલમલી રહ્યું હતું. એવું ભવ્ય અને અજોડ સ્વાગત અમે કદીએ વિસરી શકીશું નહિ.

*